પ્રથમાવૃત્તિ.



# પૃથ્વીની ભૂગોળ વિદ્યા.

પ્રગટ કર્તા
પુરૂષોત્તમ કહાનજી ગાંધી.
લીંબડી—કાઠિયાવાડ.

સંવત ૧૯૪૫. ઈ૦ સ૦ ૧૮૮૯ નો ઑગસ્ટ.
અમદાવાદ "યુનિયન" પ્રિંટિંગ પ્રેસ.
કિંમત ચાર આના.

૪૦૧૯

# પૃથ્વીની ભૂગોળ વિદ્યા.

પૃથ્વી ગોળ દડા જેવી છે. તે નક્કર ગોળો સૂર્યની આસપાસ ૩૬૫ દિવસે ને પોતાની ધરી ઉપર ૨૪ કલાકે એક ફેરો ફરી રહેછે. પૃથ્વીનો વ્યાસ ૭૯૧૨ મૈલનો છે; ને તેનો ઘેર ૨૪૮૫૯ મૈલનો છે. તેની સપાટી ઉપર જમીન અને પાણી છે. પૃથ્વીના બે ભાગ પાડેલા છે. તે નીચે મુજબ.

૧ **પૂર્વ ગોળાર્દ્ધ** અથવા જૂની દુનિઆ.

૨ **પશ્ચિમ ગોળાર્દ્ધ** અથવા નવી દુનિઆ.

**પાણીના મોટા ભાગ પાંચ** છે. ૧ પાસિફિક મહાસાગર, ૨ આટલાન્ટિક મહાસાગર, ૩ હિંદી મહાસાગર; ૪ ઉત્તર મહાસાગર, અને ૫ દક્ષિણ મહાસાગર.

**જમીનના વિભાગ**:—૧ એશિઆખંડ, ૨ યુરોપખંડ, ૩ આફ્રિકાખંડ, ૪ અમેરિકાખંડ (ઉત્તર ને દક્ષિણ અમેરિકા) અને ૫ ઓશનિઆ (આસ્ટ્રેલિઆ ને બીજા દ્વિપો).

### જમીનના કુદરતી ભાગની વ્યાખ્યા.

(૧) **ખંડ**—જેમાં ઘણા દેશ આવેલા હોય તે.

(૨) **દેશ**—રાજકર્ત્તા, ધર્મ, કે કુદરતી બનાવથી બીજા જમીનના ભાગથી જૂદો પડતો જમીનનો મોટો ભાગ તે.

(૩) **દ્વિપકલ્પ**—જે જમીનની ત્રણ બાજુએ પાણી ને એક બાજુએ જમીન હોય તે.

(૪) **દ્વિપ કે બેટ**—જેની ચારે તરફ પાણી ને વચમાં જમીન હોય તે.

(૫) **ભૂશિર**—જે જમીનની અણી દરિઆમાં લાંબી ગઈ હોય તે. તેને અંગ્રેજીમાં પોઈંટ, હેડ, કેપ, નેઝ અથવા રેઝ વગેરે કહેછે.

(૬) **સંયોગીભૂમી**—જમીનના બે મોટા ભાગને જોડનારો જે નાનો જમીનનો ભાગ.

(૭) **પર્વત**—જમીનનો ભાગ થોડો ઉંચો હોય તેને **ડુંગર** કહે છે, અને વિશેષ ઉંચા ભાગને પર્વત કહે છે; અને તેની ઉંચી અણીને **શિખર** કહે છે.

(૮) **જ્વાળા મુખી**—જે પર્વતમાંથી બળતો રસ, અગ્નિ વગેરે નીકળતો હોય તે.

## પાણીના ભાગની વ્યાખ્યા.

(૧) **મહાસાગર**—પૃથ્વી ઉપરના ખારા પાણીના પાંચ ભાગ કર્યા છે, તે દરેકને મહાસાગર કહે છે.

(૨) **દરિઓ**—મહાસાગરથી નાનો હોય તેને દરિઓ કહેછે.

(૩) **અખાત**—દરિઆની અણી જમીનમાં ઘણે લાંબે સુધી ગયેલી હોય તે.

(૪) **ઉપસાગર**—અખાતનું મોં પહોળું હોય તે.

(૫) **સામુદ્રધુની**—પાણીના મોટા બે ભાગને જોડનારો જે નાનો પાણીનો ભાગ તે.

(૬) **સરોવર**—જમીનથી વીંટળાએલો પાણીનો જે ભાગ તે.

(૭) **નદી**—ઉંચી જગોએથી મીઠા પાણીની નહેર ઢળતી જમીનમાં થઈ દરિઆને મળે છે તે. નદી જ્યાંથી નીકળી તે જગાને **મૂળ,** ને મળે તે જગાને **મૂખ** કહેછે.

(૮) **શાખા**—એક નદીને બીજી નદી મળે તેને શાખા કહે છે, ને જ્યાં મળે ત્યાં **સંગમ** કહેવાય છે.

(૯) **ત્રિકોણ પ્રદેશ**—નદી ઘણાં મૂખથી દરિઆને મળે ને

ત્યાં ▽ આવો આકાર થાય તેને ત્રિકોણ પ્રદેશ (ડેલ્ટા) કહેછે.

**એક બીજાથી ઉલટા**—બેટને સરોવર; ખંડને મહાસાગર; દેશને દરિઓ; દ્વિપકલ્પને અખાત; સંયોગી ભૂમીને સામુદ્રધુની વગેરે.



# એશિઆ ખંડ.

**હદ**—ઉત્તરે ઉત્તર માહાસાગર, દક્ષિણે હિંદી મહાસાગર, પૂર્વે પાસિફિક મહાસાગર, પશ્ચિમે લાલસમૂદ્ર, ભૂમધ્ય સમુદ્ર, આર્કિપેલેગો, માર્મોરા સમુદ્ર, કાળો સમુદ્ર, કાસ્પિઅન સમૂદ્ર, અને યુરલ પર્વત.

યુરોપ ને એશિઆખંડ બંને જોડાએલા છે. અફ્રિકા સ્વેજની નહેરથી અને અમેરીકા બહેરિંગની સામુદ્રધુનીથી નોખાપડેલાછે.

**દેશ**—(૧) તુર્કસ્તાન (૨) અર્બસ્તાન (૩) ઇરાન (૪) અફઘાનિસ્તાન (૫) બલુચિસ્તાન (૬) હિંદુસ્તાન (૭) તાર્તરી (૮) ચીનાઇ રાજ્ય (૯) હિંદીચીન (૧૦) સૈબિરિઆ (૧૧) જાપાન (૧૨) લંકા અથવા સિંહલ દ્વિપ.

**સમુદ્ર** (૧) કાળો (૨) માર્મોરા (૩) આર્કિપેલોગો (૪) ભૂમધ્ય (૫) લાલ (૬) આરબી (૭) ચીનાઈ (૮) પીળો (૯) જાપાની (૧૦) ઓખોટસ્ક (૧૧) કામસ્ચાટકા (૧૨) બંગાળાનો ઉપસાગર.

**અખાત**—સ્વેજ, અકબા, એડન, ઇરાની, ઓમાન, કચ્છ, ખંભાત, મનાર, માર્ટાબાન, સિયામ, ટોંગકિંગ, પેચીલી, તાર્તરી, પેંજીસ્ક, ઓખોટસ્ક, અનાદીર, અને ઓબી.

**દ્વિપકલ્પ**—એશિઆ મૈનર, અર્બસ્તાન, હિંદુસ્તાન, મલાયા, કાચીનચીન, કોરિઆ, કામસ્ચાટકા વગેરે.

**સામુદ્રધુની**—સ્વેજ, બાબલમાંડબ, ઑર્મેઝ, પાક, મલાકા, ફોર્મોસા, કોરિઆ, લાપેરૂજ, સંગાર, અને બહેરિંગ.

**ભૂશિર**—બાબા (સ્મર્નો આગળ,) રાસલહદ, માંજ, જગત પોઈંટ, રામાસ, કુમારિકા, નિગ્રૈસ, રોમાનિઆ, કેંબોજ, ક્લીઝાબેથ, **દક્ષિણ**કેપ (ફોર્મોસાબેટમાં), નૈઋત્યકેપ (કારિઆમાં), નોતેરે, ને સીરતોકો (એ બંને સધેલિઅન બેટમાં), લોપાટકા, પૂર્વકેપ, ઉત્તરકેપ અને સિવિરો કે ઈશાન કેપ.

**પર્વત**—તારસ, લીબનાન, એરેરાટ, કાકેસસ, હીમાવંદ, સીનાઇ, હાલા, સુલેમાન, હિમાલય, શિવાલિક, પૂર્વઘાટ, પશ્ચિમ ઘાટ,નીલગિરિ, સાતપૂડો, વિંધ્યાચળ, અરવલી, કુવેનલૂન, કીનખાન, આલ્તાઇ, યુરલ, બેલૂરતાગ, થીઆનશાન, બાલકન, યાબ્લોનોય, સ્ટાનોવાય, ઓલ્ડન, મેલિંગ, પેલિંગ, નાનલિંગ, અને યુનલિંગ.

**ખારાં સરોવર**— કાસ્પિઅન એ દુનિઆમાં મોટામાં મોટું છે, એરલ, મૃત્યુ, વાન, બકતેગાન, ઉરૂમીયા, જરા, બલ્કાશ, તેંગ્રિનોર, સાંબર, ચીલકા, કોલર, પુલીકાટ, લેબનોર, કોકોનોર, અને હસનોર.

**મીઠાં સરોવર**—બેકલ, શાની, શુમી, પાલ્ટી, રાવણહૃદ, માન, તાતીઆંગહુ, પાયાંગહુ, વુલર, અને ઢેબર.

**રણ**—અરબસ્તાનનો મધ્યભાગ, ઇરાનનો મધ્ય ભાગ, ગોબીનું, કચ્છનું, સિંધનું, અને મારવાડનું.

**ઉચ્ચપ્રદેશ**—અરબસ્તાનનો મધ્યભાગ, ઈરાનનો મધ્યભાગ, અફઘાનિસ્તાનો ઉત્તર ભાગ, ટિબેટ, માહારાષ્ટ્ર, ઉત્તર હિંદુસ્તાન, ગોબી અને દક્ષિણ સૈબિરિઆ.

**મેદાન**—અરબસ્તાનનો મધ્યભાગ, ઇરાનનો મધ્યભાગ, તાર્તરીનો ઉત્તર ભાગ, રજપૂતસ્થાન, સૈબિરિઆ, માંગોલીઆ, ગોબી, ચીનનો મધ્યભાગ, અને ટિબેટ.

**સંયોગીભૂમી**—ક્રોની સંયોગીભૂમી સિઆમ ને મલાયાની વચ્ચે છે.

**બેટ**—સૈપ્રસ, રોડસ, સામોસ, ક્રોસ, બ્હેરિંગ, કરક, કિષ્મ, ઑઅૅમંઝ, સોકોટ્રા, મુંબઇ બેટનું ટોળું, લક્ષદ્વિપ, માલદ્વિપ, લંકા, આંદેમાન, નીકોબાર, રામરી, ચેદુબા, મૃગ્વી બેટનું ટોળું, પીનાંગ, હૈનાન, ફોર્મોસા, લ્યુચ્યુ, હૉંગકૉંગ, નીફોન, યસો, ક્યુસ્યુ, સિકોકૂ, સઘેલિઅન, ક્યુરાઇલ, બેહરિન, એલ્યુશન, અને ન્યુસૈબિરિઆ.

## નદીઓ અને તે ઉપરનાં શેહેરો વગેરે.

(૧) **યુફ્રેતીસ**—એરેરાટ પર્વતમાંથી નીકળી ઇરાની અખાતને મળે છે. તેના પર દીયરબકર, હિલ્લા, અને બસ્રા છે.

(૨) **તૈગ્રીસ**—એરેરાટ પર્વતમાંથી નીકળી કોરના આગળ યુફ્રેતીસને મળે છે; તેના પર બગદાદ, અને મોસલ છે.

(૩) **હેલમંદ**—હિંદુકુશમાંથી નીકળી જરા સરોવરને મળે છે; તેના પર દુશક છે.

(૪) **સિંધુ**—હિમાલયમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે; તેના પર કરાંચી, હૈદ્રાબાદ, કાલાબાગ, અને અટક વગેરે ઘણાં છે.

(૫) **ગંગા**—હિમાલયના ગંગોત્રી શિખરમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે; તેનાપર હરદ્વાર, કાનપુર, અલ્હાબાદ, કાશી, પટણા, અને મોંગીર વગેરે ઘણાં છે.

(૬) **બ્રહ્મપુત્રા**—હિમાલયમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે; તેનાપર લાસા, ટેસુલમ્બુ, તેજપુર, રંગપુર, અને ઢાકા વગેરે ઘણાં છે.

(૭) **કૃષ્ણા**—પશ્ચિમ ઘાટમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે; તેનાપર મચ્છલીપટણ છે.

(૮) **ગોદાવરી**—પશ્ચિમ ઘાટમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે; તેનાપર રાજમહેંદ્રી છે.

(૯) **કાવેરી**—નીલગિરીમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે; તેનાપર તંજાવર અને ત્રિચીનાપલી છે.

(૧૦) **મહા**—મધ્યના ડુંગરમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે; તેનાપર કટક છે.

(૧૧) **ઇરાવતી**—હિમાલયમાંથી નીકળી માર્ટાબાનના અખાતને મળે છે; તેનાપર માંદલેજ, માકસોબા, આવા, અમરપુર, અને રંગુન વગેરે છે.

(૧૨) **સાલ્વીન**—કુવેનલૂનમાંથી નીકળી માર્ટાબાનના અખાતને મળે છે; તેનાપર માર્ટાબાન, અને મુલમૈન છે.

(૧૩) **મૈનામ**—બ્રહ્મદેશના ડુંગરમાંથી નીકળી સિઆમના અખાતને મળે છે; તેનાપર બાંકોક, અને સિયામ ઉર્ફે યુથિઆ છે.

(૧૪) **કેંબોજ**—કુવેનલૂન પર્વતમાંથી નીકળી ચીનાઈ સમુદ્રને મળે છે; તેનાપર લાનચાન, કેંબોજ, અને સાયગ્નોન છે.

(૧૫) **યાંગસેકીઆંગ**—કુવેનલૂન પર્વતમાંથી નીકળી પીળા સમુદ્રને મળે છે; તેનાપર નાનકીંગ, અને વુચાંગ છે.

(૧૬) **હોઆંગહો**—કુવેનલૂન પર્વતમાંથી નીકળી પીળા સમુદ્રને મળે છે; તેનાપર કૈફૅાંગ, સિન્નાન. અને લાન્ચાઉ છે.

(૧૭) **કંતાન**—નાનલીંગ પર્વતમાંથી નીકળી ચીનાઇ સમુદ્રને મળે છે; તેનાપર કંતાન છે.

(૧૮) **આમુર ઉર્ફે સઘેલિઅન**—આલ્તાઈ પર્વતમાંથી નીકળી ઓકોટસ્કના સમુદ્રને મળે છે; તેનાપર સઘેલિયનઉલ્લા છે.

(૧૯) **ઓબી**—આલ્તાઈ પર્વતમાંથી નીકળી ઉત્તર મહાસાગરને મળે છે; તેનાપર ટોબોલસ્ક, બેરેન્જોવ, અને ટોમ્સ્ક વગેરે છે.

(૨૦) **યેનીસી**—આલ્તાઈ પર્વતમાંથી નીકળી ઉત્તર મહાસાગરને મળે છે; તેનાપર યેનીસિસ્ક છે.

(૨૧) **લેના**—આલ્તાઈ પર્વતમાંથી નીકળી ઉત્તર મહાસાગરને મળે છે; તેનાપર યાર્કુટસ્ક છે.

(૨૨) **આમુ** (ઓક્ષસ)—હિંદુકુશમાંથી નીકળી એરલ સરોવરને મળે છે; તેનાપર ઉર્ગંજ છે.

(૨૩) **સિહુન**—(શિરદર્યા) થીઆનશાનમાંથી નીકળી એરલ સરોવરને મળે છે; તેનાપર ખોકન, અને ખોજંદ છે.

(૨૪) **કર**—કાકેસસમાંથી નીકળી કાસ્પિઅન સમુદ્રને મળે છે; તેનાપર તીફ્લીસ છે.

(૨૫) **યુરલ**—યુરલ પર્વતમાંથી નીકળી કાસ્પિઅન સમુદ્રને મળે છે; તેનાપર ઓરેન્બર્ગ છે.

તે સિવાય **જોર્ડન** (જેરૂસાલેમ) **કીજલઅર્માક** (સિવાસ), **ગંદાવા** (ખીલાત), **સતલજ** (ભાવલપુર), **ચીનાબ** (મુલતાન), **રાવી** (લાહોર), **ઝેલમ** (કાસ્મિર), **કાબુલી** (કાબુલ), **લૂણી** (જોધપુર), **મહી** (ખંભાત), **તાપી** (સુરત), **નર્મદા** (ભરૂચ), **સાબરમતી** (અમદાવાદ), **પનેર** (બેંગલોર), **ગોમતી** (લખનૌ), **જમના** (દિલ્લી, આગ્રા), **હુગલી** (કલકત્તા), **પેઇહો** (પેકીન) **ઈરટીશ** (ટોબોલસ્ક), **યાર્કંડ** (યાર્કંડ), **કાસ્ગર** (કાસ્ગર), **ચંબલ**, **સોન**, અને **ગોગરા** વગેરે ઘણી નદીઓ છે. તેનાપરના શેહેર કૌંસમાં લખ્યાં છે.

**જ્વાળામૂખી**—કલીઉચેવસ્ક (કામસ્ચાટકામાં), અને ફ્યુશિઆમા (જાપાનમાં) છે.

**ખનીજ**—સોનું, રૂપું (સિબિરિઆમાં), ચોખું રૂપું (ચીનમાં), કલઈ (હિંદીચીનમાં); હીરા (હિંદુસ્તાનમાં), લાલ, શની, માણેક વગેરે રત્નો (બ્રહ્મદેશને લંકામાં), લોઢું, તાંબુ, કોયલા, મીઠું, કીમતી

પથર ખંડના ઘણા ભાગમાં નીકળે છે.

**નીકાસ**—રૂ, ખાંડ, ગળી, તમાકુ, ચા, ચોખા, ખુંદ, ગાલીચા, ઉન, ચીનાઈ વાસણ, મોતી, અનાજ, અને ગરમ મસાલો વગેરે.

**ધર્મ હિંદુ**–હિંદુસ્તાનમાંજ. **બૌદ્ધ**–ચીનાઈ રાજ્ય, હિંદી ચીન, જાપાન, બ્રહ્મદેશ, લંકાં, અને મસાલાના બેટોમાં. **મુસલમાની**–અર્બસ્તાન, તુર્કસ્તાન, ઇરાન, બલુચિસ્તાન, અફ્ઘાનિસ્તાન, તાર્તરી, હિંદુસ્તાન, ચીનાઈ તાર્તરી, અને રૂશિઆમાં છે. **ખ્રિસ્તિ**–જોર્જીયા, રૂશિઆ, અને હિંદુસ્તાનમાં છે.

**જનાવર**—હાથી, ઘોડા, વાઘ, ઊંટ, સિંહ, બળદ, ઘેટાં, બકરાં, કૂતરાં, કસ્તુરી મૃગ વગેરે અનેક જાતનાં છે.

**હવા**—ઉત્તરમાં ટાઢ ઘણી પડે છે, રાત્રી દિવસ ઘણા લાંબા છે, પાણી ઠરેલું રહે છે, તે ભાગમાં સૈબિરિઆ છે. ત્યાંના લોકો ભોંયરામાં રહે છે, ને શિકારપર ગુજરાન ચલાવે છે. મધ્ય ભાગમાં ટાઢ તડકો સરખાં છે, તે ભાગમાં મોટા પર્વત, રણ, અને મેદાનો છે. વસ્તી ભટકતી છે. ખેતી થોડી થાય છે, તે ભાગમાં તાર્તરી છે. દક્ષિણ ભાગમાં તાપ બહુ પડે છે, ખેતી વધારે છે, બંદર કાંઠો ઘણો હોવાથી વેપાર બહુ ચાલે છે, વસ્તી સુધરેલી છે; મોટા પર્વત, નદીઓ, અને ખેડવા લાયક જમીન ઘણી છે. વસ્તી ગીચ છે. તે ભાગમાં ચીન, હિંદી ચીન, હિંદુસ્તાન, ઇરાન, અરબસ્તાન, અફ્ઘાનિસ્તાન બલુચિસ્તાન, તુર્કસ્તાન, લંકા અને મસાલાના બેટો વગેરે ઘણા છે.

**ધોધ**—પશ્ચિમઘાટમાં જર્સપ્પા ૮૯૦ ફીટ ઊંચેથી, કાવેરીનો ૪૬૦ ફીટ ઊંચેથી, અને બુંદેલખંડમાં બૌતીનો ૪૦૦ ફીટ ઊંચેથી પડે છે.

**બંદર**—અલ્લાબાદ, બાલકુશ, ત્રેબીઝોંડ, સીનોપી, સ્મર્ના,

સ્વેઝ, મોખા, એડન, મસ્કત, બસ્રા, અબુશહર, ગોમ્બ્રુન, કરાંચી, પોરબંદર, સુરત, મુંબઈ, અલીબાગ, કારવાડ, તુતુકુંડી, કોલંબો, મદ્રાસ, કટક, રંગુન, સિઆમ, કંતાન, નાનકીન, શાંગહાય, નાગાસાકી, જેડો, ઓકોટસ્ક, પેંછસ્ક, અને બેરેઝોવ વગેરે છે.

**અંગ્રેજ તાબાનો મુલક**—હિંદુસ્તાન, લંકા, બ્રહ્મદેશ, આન્ડેમાન, નીકોબાર, લક્ષદ્વિપ, માલદ્વિપ, સિંગાપુર, પીલોપીનાંગ, પ્રિન્સઓફ્વેલ્સ, એડન, પીરમ, સોકોટ્રા, સૈપ્રસ, હાંગકાંગ, લાબુઅન, અને મસાલાના કેટલાક ટાપુ છે.

## ૧ તુર્કસ્તાન (એશીઆઇ)

**હદ**—ઉત્તરે કાળો સમુદ્ર; પૂર્વે એરેરાટ પર્વત; દક્ષિણે અરબસ્તાન અને ભૂમધ્ય સમુદ્ર; અને પશ્ચિમે ભૂમધ્ય સમુદ્ર છે.

**પ્રાંત**—એશિઆમૈનર, સિરિઆ, આર્મિનિઆ, કુર્દિસ્તાન, અલજઝીરા, ઈરાક અરબી, અને તુર્કી અરબસ્તાન.

**પર્વત**—લીબનાન, તારસ, અને એરેરાટ. **ધર્મ**—મુસલમાની.

**નદી**—કીજલઅર્માક, સેકેરીઆ, જોર્ડન, કર, યુફ્રેતીસ અને તૈગ્રીસ છે.

**બેટ**—સૈપ્રસ, રોડસ, સામોસ, કોસ, અને મીતીલીની.

**સરોવર**—મૃત્યુ, તથા વાન. **ભૂશિર**—બાબા એ સ્મર્ના આગળ છે.

**દ્વિપકલ્પ**—એશિઆમૈનર. **રાજાને સુલતાન કહેછે.**

**બંદર**—ત્રેબીઝોંડ, સીનોપી, સ્મર્ના એ રાજધાની છે; લાટાકીઆ, ત્રીપોલી, એકર, જાફા, અને બસ્રા વગેરે છે.

**શેહેર—ડમાસ્કસ એ જૂનું શેહેર છે, અલેપો, અર્ઝરૂમ, બગદાદ, તોકાત, કારાહિસાર, અંગોરા એમાં ધાબળી બને છે, વાન, બ્રુસા, બીતલીસ, હાન્પે, હિલ્લા, પાલમૈરા, મોસલ,**

**દીયરબકર, જેરૂસાલેમ** ત્યાં ઇશુખ્રિસ્ત ઈ. સ. ૩૩ માં મુઓ, તે **બીથલહામ**માં જન્મ્યો હતો. **નીનેવે, બાબીલન,** એ બંને જૂના ખંડેર અનુક્રમે મોસલ, ને બગદાદ આગળ છે.

**નીપજ**—રૂ, રેશમ, ચામડાં, ગળી, મેવો, તલવાર, ગાલીચા, ધાબળી, પરવાળા, વાદળી, તાંબુ, અને અફીણ વગેરે છે.

## ૨ અરબસ્તાન ( એ મોટો દ્વિપકલ્પ છે. )

**હદ**—ઉત્તરે તુર્કસ્તાન; પૂર્વે ઈરાની અખાત; દક્ષિણે આરબી સમુદ્ર; અને પશ્ચિમે **લાલસમુદ્ર** છે. **પર્વત**—સીનાઈ.

**પ્રાંત**—હિડજાજ (મક્કા), યમન (મોખા), ઓમાન (મસ્કત), હદ્રમૌત અને નજદ ( રૈદ ત્યાંનો હાકેમ ઘોડા ઉછેરવાના કામમાં હુંશિઆર છે.)

**અખાત**—સ્વેજ, અકબા, અને એડન. **ભૂશિર**—રાસલહદ.

**બેટ**—બેહરીન, સોકોટ્રા, અને પીરમ ( એ લાલ સમુદ્રમાં છે. )

**સામુદ્રધુની**—સ્વેજ, અને બાબલમાંડબ. **ધર્મ**—મુસલમાની

**બંદર**—અકબા, મોઈલા, યંબુ, જીદા, મોખા, એડન, અને મસ્કત વગેરે છે. **શેહેર**—**મક્કા** ત્યાં મહમૂદ પેગંબર જન્મ્યો હતો, ત્યાંથી નાશી ખ્રી. સ. ૬૨૨ માં **મદીના** ગયો, ને ત્યાં મરણ પામ્યો તે સ્થળે તેની કબર છે, ત્યાં મુસલમાનો જાત્રાએ જાય છે. **મોખા** બુંદદાણાને માટે પ્રખ્યાત છે, **એડન** અંગ્રેજ સરકારના કબજામાં છે, ત્યાં આગળ મુંબઈથી યુરોપ જતી તમામ આગબોટો મુકામ કરે છે. **સના, અલહસા, મરવ, આનીજી,** અને **અલકતીફ** વગેરે છે.

**નીપજ**—બુંદ, ઘોડા, અને ખજુર વગેરે છે.

અરબસ્તાનમાં મોટું રેતીનું મેદાન છે. કાંઠાના ભાગ સિવાય ખેતી બિલકુલ થતી નથી. લોકો ભટકતા ફરે છે. ત્યાંના ઘોડા ઘણા વખણાય છે.

## ૩ ઈરાન.

**હદ**—ઉત્તરે કાસ્પિઅન સમુદ્ર અને રૂશિઆ; પૂર્વે અફઘાનિસ્તાન અને બલુચિસ્તાન; દક્ષિણે ઈરાની અખાત; અને પશ્ચિમે તુર્કસ્તાન છે; **પર્વત** અલબુર્ઝ, તેનું શિખર દીમાવંદ. **બેટ**—કરક, કિશ્મ, અને ઓર્મઝ. **સરોવર**—બકતેગાન, અને ઉરૂમીયા. **અખાત**—ઈરાની, અને ઓમાન. **સામુદ્રધુની**–ઓર્મઝ. **ધર્મ**–મુસલમાની.

**બંદર**—અસ્ત્રાબાદ, બાલફ્રુશ, રસ્ત, અબુશહર, અને ગોમ્બ્રુનછે.

**શેહેર**—**તેહેરાન** એ રાજધાની, **ઇસ્પહાન**, **શિરાજ** ત્યાંનો દારૂ વખણાય છે; શિરાજ, અને આર્મિનિઆની સ્ત્રીઓ ફુટડી ગણાય છે. શિરાજની પાસે જૂની રાજધાનીનું નગર **પરસેપોલીસ** હતું. **યજદ**, **કર્માન**, **મશહદ**, **તબ્રીજ** વેપારનું સ્થળ છે. **હમદાન** તેની પાસે મીડીઆની રાજધાની **એગબટાના** હતું.

**નીપજ**—ઘોડા, કૂતરાં, તલવાર, રેશમ, ગાલીચા, ઉન, મોતી, કીમતી પથરા, સોનું, રૂપું અને મેવો વગેરે છે. કિસ્મ પાસે મોતી નીકળે છે. ઇરાનનો રાજા **શાહ** કહેવાયછે.

## ૪ અફગાનિસ્તાન.

**હદ**—ઉત્તરે તાર્તરી; પૂર્વે હિંદુસ્તાન; દક્ષિણે બલુચિસ્તાન; અને પશ્ચિમે ઈરાન છે. **પર્વત**–હિંદુકુશ, અને સુલેમાન છે.

**નદી**—કાબુલી, અને હેલમંદ. **સરોવર**–જરા. **ધર્મ**–મુસલમાની. **શેહેર**–**કાબુલ** એ રાજધાની કાબુલી નદીપર છે, **ગીજની** મહમૂદની રાજધાની, **કંદહાર**, **જલાલાબાદ**, **હિરાત** એ હિંદુસ્તાનની કુંચી ગણાય છે. **દુશસ્વ** હેલમંદ નદીપર, અને **બલ્ક** વગેરે છે.

**નીપજ**—ઘોડા, સૂકો મેવો, તલવાર, કૂતરાં, અને ચામડાં વગેરે છે. આંહીના રાજાને **અમીર** કહેછે.

## ૫ બલુચિસ્તાન.

**હદ**—ઉત્તરે અફગાનિસ્તાન; પૂર્વે હિંદુસ્તાન; દક્ષિણે આરબી સમુદ્ર; અને પશ્ચિમે ઈરાન. **પર્વત**–હાલા. **નદી**–ગંદાવા. **ધર્મ**–મુસલમાની.

**શેહેર**—**ખીલાત** એ રાજધાની ગંદાવા નદીપર છે. **ગંદાવા, કવેટા, સહરવાન, પંજગુર; સોનમીઆની** એ બંદર છે.

**નીપજ**—ચામડાં અને ઉન વગેરે છે. રાજાને **ખાન** કહેછે.

## ૬ હિંદુસ્તાન.

**હદ**—ઉત્તરે ટિબેટ અને હિમાલય; પૂર્વે બ્રહ્મદેશ; દક્ષિણે હિંદી મહાસાગર; અને પશ્ચિમે આરબી સમુદ્ર, બલુચિસ્તાન, અને અફઘાનિસ્તાન છે.

**ભાગ**—મુંબઈ, મદ્રાસ, બંગાળા, પંજાબ, વાયવ્ય પ્રાંતો એ પાંચ ઇલાકા છે; તે સિવાય મધ્યપ્રાંતો, અયોધ્યા, આસામ, રજપૂતસ્થાન, મધ્ય હિંદ એજન્સિ, મહિસૂર, નિજામ, નેપાળ, ભૂતાન, અને ફ્રેંચ તથા પોર્તુગીઝનાં થાણાં વગેરે છે.

**પર્વત**—હિમાલય, શિવાલીક, વિંધ્યાચળ, સાતપૂડો, અરવલી, સિંહ્યાદ્રિ, નીલગિરિ, અને આસામના ડુંગરા વગેરે ઘણાં છે.

**નદી**—સિંધુ, બ્રહ્મપુત્રા, ગંગા, ગોદાવરી, કૃષ્ણા, મહા, કાવેરી, ઈરાવતી, નર્મદા, તાપી, સતલજ, ચીનાબ, રાવી, ઝેલમ, જમના, ગોગરા, હુગલી, અને ચંબલ વગેરે ઘણી છે.

**બેટ**—મુંબઇ, લક્ષદ્વિપ, માલદ્વિપ, આન્ડેમાન, નિકોબાર, મૃગ્વી બેટોનું ટોળું, રામરી, ચેદુબા, ને મનાર વગેરે છે.

**સરોવર**—ચીલકા, પુલીકાટ, કોલર, સાંબર, મંચર, વુલર, અને ઢેબર એમાં છેલ્લાં બે મીઠાં છે.

**અખાત**—કચ્છ, ખંભાત, મનાર, બાલાસુર, બંગાળા અને માર્ટાબાનનો.

**ભુશિર**—માંઝ, જગતપોઇંટ, રામાસ, કુમારિકા, કાલામેર, પાલમૈરા, અને નિગ્રાઇસ. **દ્વિપકલ્પ**—કાઠિઆવાડ, અને દક્ષિણ હિંદુસ્તાન.

**સામુદ્રધુની**—પાકની. **રણ**—કચ્છ, સિંધ, રજપૂતસ્થાન.

**હવાખાવાનાં ઠેકાણાં**—સીમલા, દાર્જીલિંગ, મરી, નીલગિરિ, મહાબળેશ્વર, માથેરાન, અને આબુ વગેરે છે.

**ભાષા**—હિંદુસ્તાની, મારવાડી, ગુજરાતી, મરાઠી, તૈલંગણી, કાનડી, અંગ્રેજી, ફારશી, અને પશ્તુ વગેરે છે.

**ધર્મ**—હિંદુ, મુસલમાની, ખ્રિસ્તિ, અને બૌદ્ધ વગેરે અનેક છે.

**બંદર**—કરાંચી, માંડવી, દ્વારકાં, પોરબંદર, ભાવનગર, સુરત, મુંબઈ, કારવાડ, કાનાનુર, તુતુકુંડી, પોંદીચેરી, મદ્રાસ, કટક, અને રંગુન વગેરે ઘણાં છે.

**શહેર—કલકત્તા**-હુગલીપર બ્રિટિશ સરકારની રાજધાનીનું શહેર છે.

**મુંબઇ**—હિંદુસ્તાનમાં સૌથી વધારે વસ્તીવાળું, વેપારવાળું, અને દ્રવ્યવાન મોટું બંદર છે. **મદ્રાસ**, **હૈદ્રાબાદ**, **મચ્છલીપટ્ટણ**, **પોંદીચેરી**, (ફ્રેંચ), **શ્રીરંગપટ્ટણ**, **કાલીકટ**, **પુના**, **ગોવા**, (પોર્તુ) **વડોદરા**, **અમદાવાદ**, **ભુજ**, **કરાંચી**, **હૈદ્રાબાદ**, (સિંધનું), **લાહોર**, **મુલતાન**, **પેશાવર**, **શ્રીરંગપટ્ટણ**, **દિલ્લી**, **આગ્રા**, એ બે શહેરો મુસલમાની રાજ્યમાં રાજધાની હતાં. **અલ્હાબાદ**, **કાશી**, **લખનૌ**, **પટણા**, **ગ્વાલીયર**, **ઇંડોર**, **ભોપાળ**, **જેપુર**, **ઉદેપુર**, **જોધપુર**, અને **ઢાકા**, વગેરે ઘણાં મોટાં શહેરો છે. તેઓનું વિશેષ વર્ણન અમારી ભરતખંડની ભૂગોળ વિદ્યામાં જોવાથી જણાશે.

**તિર્થની જગ્યા**—હરદ્વાર, મથુરા, પ્રયાગ, કાશી, ગયા, જગન્નાથ-પુરી, રામેશ્વર, નાશીક, દ્વારકાં, સોમનાથ, અને હિંગળાદ વગેરે છે.

**ખનીજ**—હીરા, સોનું, તાંબુ, લોઢું. કોયલા, **અફીક**, **આરસ**, અને મીઠું વગેરે.

**નીપજ**—રૂ, ગળી, અફીણ, ખાંડ, ઘઊં, ગોળ, તમાકુ, ચોખા, ઈમારતી લાકડાં, ચા, રેશમ, ઊન, શાલ અને સૂતરાઊ કાપડ વગેરે છે.

**જાનવર**—સિંહ, વાઘ, વરૂ, રીંછ, ઘોડા, ભેંસ, બળદ, ગાય, અને ખચ્ચર વગેરે ઘણી જાતનાં થાય છે.

## ૭ તાર્તરી.

**હદ**—ઉત્તરે રૂશિઆ, દક્ષિણે ઈરાન, અને અફઘાનિસ્તાન; પૂર્વે ચીનાઇ તાર્તરી, અને પશ્ચિમે કાસપીઅન સમુદ્ર છે.

**ભાગ**—૧ પૂર્વ તાર્તરી, ૨ પશ્ચિમ તાર્તરી અને ૩ રૂશિઆઈ તાર્તરી.

**પર્વત**—હિંદુકુશ, બેલુરતાગ, થિઆનશાન.

**સરોવર**—કાસ્પિઅન, બલ્કાશ, અને એરલ.

**નદી**—આમુ, સિહુન, અને યાર્કંડ વગેરે છે.

**શાહેર**—**બુખારા** એમાં મુસલમાની પાઠશાળા છે. **સમરકંદ** તૈમૂરની રાજધાની હતી. **બલ્ક** એમાં પારસીઓનો ધર્મ ગુરૂ જન્મ્યો હતો. **તાશકંદ**, **ખોજંદ**, **ખીવા**, **ઉર્ગંજ**, **મર્વ**, **યાર્કંડ**, **કાસ્ગર**, **ખોતાન** અને **કુંદુંજ** વગેરે છે. **નીપજ**—અનાજ, રૂ, ઊન, રેશમ, ફળ, ચામડાં, અને ગ્યાસ તેલ વગેરે છે. આ દેશનો ઘણોખરો ભાગ રૂશિઆએ જીતી લીધો છે.

## ૮ ચીનાઇ રાજ્યના ભાગ.

૧ શુદ્ધ ચીન. ૨ ચીનાઈ તાર્તરી, ૩ ટિબેટ

## ૧ શુદ્ધ ચીન.

**હદ**—ઉત્તરે ચીનાઈ તાર્તરી; પૂર્વે ચીનાઇ સમુદ્ર; દક્ષિણે પીળો સમુદ્ર, ને હિંદી ચીન; પશ્ચિમે ટિબેટ, ને ચીનાઈ તાર્તરી છે.

**પર્વત**—મેલીંગ, પેલીંગ, નાનલીંગ, અને યુનલીંગ.

**નદી**—યાંગસેક્યાંગ, હોઆંગહો, કંતાન, અને પેઈહો.

**સરોવર**—તાતીઆંગહુ, અને પાયાંગહુ. **અખાત**—ટોંગકીંગ અને પેચીલીનો.

**બેટ**—ફોર્મોસા, હેનાન, હોંગકોંગ (બ્રિટિશ), મકાઉ (પોર્તુગીઝ.)

**સામુદ્રધુની**—ફોર્મોસાની. **ધર્મ**—બૌદ્ધ.

**બંદર**—**પેકીન**, એ રાજધાની પેઇહો નદીપર છે. **શાંગહાય**, **નાનકીન** એ યાંગસેક્યાંગ નદીપર છે. **કંતાન** એ કંતાન નદીપર છે. **ફુચુ**, **આમોય** અને **નીગંપો**. નાનકીન એ અસલની રાજધાની છે. ચીનના રાજાને **શેહેનશાહ** કહેછે.

**શેહેર**—હાંગચુ, વુચાંગ, શીનનાન, હેનકો, સ્વાટો, ચીફુ, યુન્નાન વગેરે. આ દેશના લોકો ઘણા હુન્નરી છે. વસ્તી ઘણી હોવાથી તે લોકો માછલાં, દેડકાં, ઉંદર વગેરે પર ગુજરાન ચલાવે છે. તાર્તરી લોકોના હુમલાની ધાસ્તીથી ઉત્તરમાં પંદરસેં મૈલ લાંબી અને ત્રીશ ફીટ ઉંચી, તથા ચોવીસ ફીટ પહોળી ભીંત બાંધી છે. દેશમાં મોટી નહેરો ખોદાવી છે. ચા, છાપખાનું, દારૂ, હોકાયંત્ર, ચીનાઈ વાસણ, અને રેશમ એઓને માટે આ દેશ અસલથી પ્રખ્યાત છે.

**નીપજ**—ચોખા, ખાંડ, રૂ, રેશમ, કાગળ, ચા, હોકાયંત્ર, અને દારૂ વગેરે.

## ૨ ચીનાઈ તાર્તરી.

**હદ**—ઉત્તરે રૂશિઆ; પૂર્વે પાસિફિક મહાસાગર; દક્ષિણે શુદ્ધ

ચીન, અને ટિબેટ; અને પશ્ચિમે તાર્તરી.

**ભાગ**—૧ માંગોલીઆ, ૨ માંચુરિઆ, ૩ કોરિયા, અને ૪ ગોબીનું રણ.

**દ્વિપકલ્પ**—કોરિઆ. **સામુદ્રધુની**—કોરિઆ.

**નદી**—આમુર ઉર્ફે સઘેલિઅન. **પર્વત**—કુવેનલૂન, અને કીનખાન.

**સરોવર**—તેમુર્કું, લવનોર, હસનોર, અને થર્સ્ટીંગ.

**શેહેર—કિંકીતાઓ** કોરિઆની રાજધાની છે. **કીરીનઉલા** માન્ચુરિઆની રાજધાની છે. **મોકડન** ત્યાં આગળ ચીનના પાદશાહને દાટે છે. **સઘેલિઅન ઉલા** આમુર નદી પર છે. **ઉર્ગા, કારાકોરમ કુલજા** ઈલી નદી પર છે. અને **માયમાયચીન**.

**નીપજ**—બકરાં, ઉન, અને લાકડાં.

### ૩ ટિબેટ.

**હદ**—ઉત્તરે ચીનાઈ તાર્તરી; પૂર્વે ચીન; દક્ષિણે હિમાલય; અને પશ્ચિમે કાશ્મિર છે.

**સરોવર**—પાલ્ટી, રાવણ હદ, માન, અને ટેંગ્રીનોર એ બધાં મીઠાં છે.

**પર્વત**—હિમાલય, કુવેનલૂન, અને કારાકોરમ. **ધર્મ**—બૌદ્ધ.

**નદી**—સાંપુ ઉર્ફે બ્રહ્મપુત્રા, સિંધુ, સતલજ, ઇરાવતી, મેનામ, હોઆંગહો, અને યાંગસેક્યાંગ વગેરે છે.

**શહેર—લ્હાસા** તેમાં બૌદ્ધ ધર્મનો લામા નામે ધર્મ ગુરૂ રહે છે. ટિબેટ દેશ દુનિઆમાં સૌથી ઊંચો છે.

**નીપજ**—ઉન, કસ્તુરી, સોનું, અને રૂપું વગેરે છે.

## ૯ હિંદી ચીનના ભાગ.

૧ બ્રહ્મદેશ, ૨ સિઆમ, ૩ મલાયા, અને ૪ કોચીન ચીન.

## ૧ બ્રહ્મદેશ.

આ દેશ અંગ્રેજ સરકારે ખાલસા કરેલો છે.

**નદી**—ઈરાવતી, સાલ્વીન, અને સીતાંગ છે.

**બેટ.**—રામરી, ચેદુબા અને મૃગ્વી બેટોનું ટોળું છે.

**અખાત**—માર્ટાબાન. **ભૂશિર** નિગ્રૈસ.

**બંદર**—અકયાબ, કયુક્ફયુ, બાસીન, રંગુન, મુલમૈન, ટેનાસરીમ, ટાવોય, મૃગ્વી, વગેરે છે.

**શેહેર**—**માંદલેજ**, અને **માકસોબા** એ હાલની રાજધાની છે. **આવા**, અને **અમરપુર** એ અસલની રાજધાની હતી. એ ચારે ઇરાવતી નદી પર છે. બીજાં **પેગુ**, **આરાકાન**, **ભામો**, ટુંગુ, **થ્યાટમો** છે.

**નીપજ**—ઈમારતી લાકડું, ચોખા, શેરડી, બટાટા, ચા, સોપારી, તમાકુ, ગળી, રૂ, રત્ન, મીઠું, અને કલઇ વગેરે છે.

## ૨ સિઆમ.

**શેહેર**—**બાંકોક** એ હાલની રાજધાની છે. અને **યુથિઆ** એ અસલની રાજધાની હતી.

**નદી**—મૈનામ. **અખાત** સિઆમનો. **સંયોગીભૂમી**-ક્રાની છે. **નીપજ**-રત્ન, ચોખા, અને હાથી વગેરે છે.

## ૩ કોચીન ચીન.

**નદી**—કેમ્બોડીઆ, અને સાન્કોઈ. **ભૂશિર**-કેમ્બોડીઆ.

**અખાત**—ટાંન્કવીનનો. **દ્વિપકલ્પ**—કેમ્બોડીઅન.

**શેહેર**—**કેમ્બોડીઆ**, **કેશો**, **હુવે**, અને **શાયગોન** તેમાં છેલ્લાં બે બંદર છે.

**નીપજ**—રત્ન, ચા, અને ગરમ મસાલો વગેરે છે.

## ૪ મલાયા.

એ મોટો દ્વિપકલ્પ છે. તેમાં મુખ્ય **શેહેર—મલાકા, સિંગાપુર**, અને જૉર્જટાઉન છે. **બેટ**—પીનાંગ. **સામુદ્રધુની**—મલાકાની.
**નીપજ**—ગરમ મસાલો વગેરે.

## ૧૦ એશિઆઇ રૂશિઆ.

**હદ**—ઉત્તરે ઉત્તર મહાસાગર, દક્ષિણે તાર્તરી, ચીનાઈ રાજ્ય; પૂર્વે પાસિફિક મહાસાગર; અને પશ્ચિમે યુરોપી રૂશિઆ છે.

**ભાગ**—પૂર્વ, સૈબિરિઆ, પશ્ચિમે સૈબિરિઆ, જૉર્જીઆ, અને તાર્તરી.

**નદી**—ઓબી, યેનીસી, લેના, ઈન્ડીગીર્કા, કોલીમા, કર, અનાદીર, આમુર અને યુરલ વગેરે છે.

**પર્વત**—યુરલ, આલ્તાઈ, યાબ્લોનોય, સ્ટાનોવોય.

**આ દેશ** યુરોપી રૂશિઆને તાબે છે.

**સરોવર**—બેકલ, શાની, અને સુમી છે.

**અખાત**—ઓબી, અનાદીર, ટોસ્ક, અને પેંજીસ્ક છે.

**ભુશિર**—લોપાટકા, પૂર્વકેપ, ઉત્તરકેપ, અને ઈશાનકેપ છે.

**સામુદ્રધુની**—બહેરિંગની છે. **ધર્મ**—ખ્રિસ્તી.

**બેટ**—એલ્યુશન, બહેરિંગ, સઘેલિઅન, અને ન્યુસૈબિરિઆ છે.

**શેહેર—ટોબોલસ્ક, એકટરીનબર્ગ, તોમસ્ક, ઓમસ્ક, કોલીવાન, ઇર્કુટસ્ક, ક્યાકતા, પેટ્રોપોલોવસ્કી, બાહુમ, ઓકોટસ્ક, બેરેજોવ, યાકુટસ્ક**, અને **વ્લાડીવોસ્ટોક** એ નોકા સ્થળ છે. જૉર્જીઆમાં **એરીવાન**, ને **તીફલીસ**, એ બે મોટાં શાહેર છે.

**ખનીજ**—સોનું, રૂપું, પ્લેટીનમ, ઘાસતેલ, અને કોયલા વગેરે છે.

**નીપજ—**લાકડાં, ચા, અને રેશમ પર્વતોની ખીણુમાં થાયછે.

## ૧૧ જાપાન.

**બેટ**—નિફોન, યસો, સિકોફ્, ક્યુસ્યુ, લુચુ, અને ક્યુરાઈલ.

**સામુદ્રધુની**—લાપેરૂજ, અને સંગાર. **ધર્મ–બૌદ્ધ.**

**પર્વત**—ફ્યુશિઆમા ઉર્ફે ફુજી એ જ્વાળામુખી પર્વત છે.

**બંદર**—નાગાસાકી ( ક્યુસ્યુ બેટમાં ), યોકોહામા, હેકોડેટ, હીઓગો ( એ ત્રણે યસો બેટમાં ), ટોસા, અને અવા (સિકોફ્ બેટમાં) છે.

**શેહેર**—યેદો ( ટોકીઓ ) એ રાજધાનીનું શેહેર છે. **મીઆકો, ઓસાકે** અને **માટસમાય.**

**ખનીજ**—તાંબુ અને કોયલા વિશેષ નીકળે છે.

**નીપજ**—રૂ, રેશમ, ચા, રોગાન, ચોખા, અને બટાટા વગેરે છે. આ લોકો અમેરિકા,યુરોપ,અને બીજા દેશોમાંજઇહુન્નર શીખી લાવેછે.

## ૧૨ લંકા ( સીલોન )

**નદી**—મહાવીલીગંગા, કાવાનીગંગા, કાળુગંગા, અને વાલાવેગંગા. લંકાને હિંદુસ્તાન વચ્ચે **પાકની** સામુદ્રધુની અને **મનારનો** અખાત છે. તેમજ મનાર ને રામેશ્વરના બેટ છે.

**ભૂશિર**—પોઈંટડીગાલ, ડંડરહેડ, અને પોઇંટપાલમૈરા.

**બંદર**—કોલંબો, નિગમ્પો, કલટયુરા ( પશ્ચિમે ); ગાલી, માટયુરા ( દક્ષિણે ); બાટીકોલા, ને ટ્રીંકોમાલી ( પૂર્વે ); અને જાફના, કુરૂનેગાલા ( ઉત્તરે ).

**શેહેર—કાંડી** એમાં દેશી રાજાનું રાજ છે. **બાદુલા, અનુરાધાપુર,** અને **નુવારાઈલીયા** ત્યાં હવા ખાવાનું ઠેકાણું છે.

**ખનીજ**—રત્ન, કીમતી પથરા, અને મીઠું. **ધર્મ–બોદ્ધ.**

**નીપજ**—ચા, ખુંદ, તજ, ચોખા, કોપરેલ, સોપારી, ઈમારતી લાકડાં, અને સિંકોના વગેરે છે.

**જનાવર**—હાથી, ચીત્તા, રીંછ વગેરે છે.
મનારના અખાતમાંથી મોતી નીકળે છે.



# યુરોપ ખંડ.

**હદ**—ઉત્તરે ઉત્તર મહાસાગર, પશ્ચિમે આટલાંટિક મહાસાગર, દક્ષિણે ભુમધ્ય સમુદ્ર, આર્કિપેલેગો, મારમોરાની સમુદ્ર; કાળો સમુદ્ર અને કાકેકસ પર્વત; પૂર્વે કાસ્પિઅન સમુદ્ર; યુરલપર્વત,ને યુરલ નદી છે.

**દેશ**—૧ ગ્રેટબ્રિટન ને આયરલાંડ, ૨ ફ્રાન્સ, ૩ સ્પેન, ૪ પોર્તુગાલ, ૫ બેલજ્યમ, ૬ નેધર્લાંડ (હોલાંડ), ૭ ડેન્માર્ક, ૮ સ્કાન્ડીનેવીયા (નોર્વે ને સ્વીડન), ૯ રૂશિઆ, ૧૦ જર્મની, ૧૧ આસ્ટ્રિઆ અને હંગેરી. ૧૨ સ્વિત્ઝર્લાંડ, ૧૩ ઈટાલી, ૧૪ તુર્કસ્તાન, ૧૫ ગ્રીસ.

**સમુદ્ર**—શ્વેત, બાલ્ટિક, જર્મન, આયરીશ, ભુમધ્ય, આડ્રિઆટિક, આયોનિયન, આર્કિપેલેગો, મારમોરા, કાળો, અને આઝોફ.

**નેહેર**—નોર્થચેનલ, ઈંગ્લિશ ચેનલ, જોર્જેસ ચેનલ. અને બ્રિસ્ટલ ચેનલ.

**અખાત**—આર્કેંજલ, ઓનીગા, બોથનિઆ, ફિન્લાંડ, રીગા, ડાન્ટઝીક, લીમ્ફ્યોર્ડ, ઝુંડરઝી, બિસ્કે, લૈઓન્સ, જીનોઆ, ટારાંટો, વેનીસ. સાલોનૈકી, અને લીપાંટો વગેરે છે.

**સામુદ્રધુની**—વાઇગાટસ, સૌંડ, ગ્રેટબેલ્ટ, લીટલબેલ્ટ, ડોવર, જીબ્રાલ્ટર, બોનીફેશિઓ, મેસીના, ઓટ્રાંટો, ડાર્ડેનલ્સ, બૉસફરસ. એનીકેલ, કાટીગાટ, અને સ્કાગારાક.

**સંયોગીભૂમી**—કોરિંથ, પેરીકાપ, અને ગ્લેસ્વીગ.

**દ્વિપકલ્પ**—સ્કાન્ડિનેવિઆ, જટલાંડ, સ્પેન ને પોર્તુગાલ, ઇટાલી, મોરિયા અને ક્રિમીઆ.

**ભૂશિર**—નોર્ડકીન, ઉત્તરકેપ, નેઝ, સ્કા, રાથ, કિલઅર, લાંડસેંડ, લીઝર્ડ, સ્ટાર્ટ, ફ્લાંબરો, સ્પર્ન, માલીનહેડ, લાહોગ, બાર્ફ્લુર, રોકા, સેંટવિન્સેન્ટ, સાંટામેરિઆ, ઑર્ટિગલ, ફિનિસ્ટર ટ્રફાલગર, ટરીફા, કુઝ, પાસ્સારો, સ્પાર્ટિવેન્ટો, લ્યુકા, અને માટાપાન વગેરે છે.

**સરોવર**—લાડોગા, ઓનીગા, ઈલમેન, વેનર, વેટર, મીલર, જીનીવા, કોમો, માજીઓરી, ગાર્ડા, કોન્સ્ટન્સ, બાલેટનસી, અને ન્યુસિડલરસી; એ સિવાય ગ્રેટબ્રિટનને આયરલાંડમાં ઘણાં છે.

**જ્વાળામુખી**—વિસુવિઅસ (ઇટાલીમાં,) એટના (સિસિલીમાં) હેકલા, (આઈસલાંડમાં,) અને સ્ટ્રોમ્બોલી (લીપારીબેટમાં) છે.

**પર્વત**—આલ્પ્સ તેના મોંબ્લાં ને મોંટરોઝ શિખર છે, એપિનૈન્સ, પિરિનીઝ, કોલન, કારપેથિઅન, બાલકન, કાકેસસ, યુરલ, ગ્રેમ્પિઅન તેનું બેન્નેવિસ શિખર છે. ચીવીઅટ, સ્કીડો, અને સ્કાફેલ વગેરે છે.

**ઘાટ**—યુકન (નોર્વેમાં), સ્ટાંબેચ, સ્કેફ્હોસેન (સ્વિતઝર્લાંડમાં), ગર્વેની (પિરિનીઝમાં), ટર્ની (ઈટાલીમાં), સ્કેલકોર્સ (ઇંગ્લાંડમાં), ફ્રાયસ, ને ગ્લોમસ (સ્કાટલાંડમાં) છે.

**બેટ**—નોવાઝેમ્બલા, સ્પિટ્ઝબર્ગન, ઝીલાંડ, ફ્યુનેન, ગોથલાંડ, ઓલાંડ, યુસલ, ડાગો, બૉર્નહોમ, રૂગન, લોફોડન, માજીરો, ઐરલાંડ, ફેરો, શેટલાંડ, હેબ્રિડિઝ, ઑર્કની, ગ્રેટબ્રિટન, આયર્લાંડ, માન, આંગ્લસી, વાઇટ, ચેનલટાપુ, બલીઆરિકટાપુ, કોર્સિકા, સાર્ડિનિઆ, સિસિલી, એલ્બા, લીપારી, માલ્ટા, ગોઝો, કોમીનો, આયોનિઅન, નિગ્રોપોંટ, સૈક્લેડિઝ, કાંડિઆ, અને લેમ્નોસ વગેરે છે.

**સ્વતંત્ર શેહેર**—હામ્બર્ગ, બ્રેમેન, લ્યુબેક, ( જર્મનીમાં); બોલોના, પાર્મા, મેસીના, ને સાનમેરીનો (ઇટાલીમાં) છે.

**નૌકાસ્થળ**—પોર્ટસમાઉથ, પ્લીમાઉથ, મીલફોર્ડહેવન ( ઇંગ્લાંડમાં), શરબર્ગ, ને બ્રેસ્ટ (ફ્રાન્સમાં), કેડીજ, કાર્યેજીના, ને માલાગા (સ્પેનમાં), કાર્લસ્ક્રોના (સ્વીડનમાં), અને સેબાસ્ટોપોલ (રૂશિઆમાં) છે.

**વિશ્વ વિદ્યાલય**—ઓક્ષફર્ડ, કેમ્બ્રીજ, ને લંડન (ઇંગ્લાંડમાં), આબર્ડિન, એડીનબરો, ગ્લાસગો, અને સેંટએન્ડ્રુસ ( સ્કૉટલાંડમાં ), ડબ્લીન (આયરલાંડમાં), પારીસ (ફ્રાન્સમાં), સાલામાંકાં (સ્પેનમાં), કોઈમ્બ્રા ( પોર્તુગાલમાં ), લેડન, યુટ્રેકટ, ને ગ્રોનીંગન (હોલાંડમાં), લીપઝીક, હાલ, ગોટિંગન, ને મ્યુનીચ (જર્મનીમાં), અપ્સલા (સ્વીડનમાં); ઇન્સ્બ્રુક (આસ્ત્રિઆમાં), પાડુઆ (ઇટાલીમાં), અને ઝ્યુરિક ( સ્વિતઝર્લાંડમાં ) છે. સેંટપીટર્સબર્ગ, મોસ્કો એ રૂશિઆમાં.

**બંદર**—આર્કેંજલ, બર્ગન, ક્રિસ્તિઆનિઆ, ગોટનબર્ગ, કાર્લસ્ક્રોના, સ્ટાકહોમ, સેંટપીટરસ્બર્ગ, રૈગા, કોનિંગ્સબર્ગ, એલ્બીંગ, ડેન્ટઝીક, સ્ટેટીન, હેગ, આલ્ટોના, હામ્બર્ગ, આમ્સ્ટર્ડામ, રોટરડામ, આંટવર્પ, ઓસ્ટેંડ, ડોવર, એડીનબરો, આબર્ડિન, લીવરપુલ, બ્રિસ્ટલ, લીમરીક, ગાલાવે, ડબ્લીન, પ્લીમાઉથ, સૌથામ્પટન, પોર્ટસ્મથ, શરબર્ગ, બ્રેસ્ટ, નાંટ્સ, બોર્ડો, ઓપોર્ટો, લીસ્બોન, કેડીઝ, જીબ્રાલ્ટર, વાલેન્શિઆ, બાર્સિલોના, માર્સેલ્સ, તુલોન, જીનોઆ, લેગહોર્ન, નેપલ્સ, મેસીના, પાલર્મો, બ્રિન્ડીસી, વેનીસ, ટ્રિએસ્ટ, કોરીંથ, પત્રાસ, નોપલિઆ, સોલોનિકી, કોન્સ્ટાન્ટિનોપલ, ઓડેસા, સેબાસ્ટોપોલ, આઝોફ, અને આસ્ત્રાખાન વગેરે છે.

## નદીઓ અને તે ઉપરનાં શેહેરો વગેરે.

૧ **વોલ્ગા**—એ એક નાના સરોવરમાંથી નીકળી કાસ્પિઅન

સમુદ્રને મળેછે; તેનાપર સારાતોફ, કાસાન, નીઝીનીનોવગોરોદ, ને આસ્ત્રાખાન છે.

૨ **ડાન્યુબ**—એ આલ્પ્સ પર્વતમાંથી નીકળી કાળા સમુદ્રને મળેછે; તેનાપર વિએના, પ્રેસ્બર્ગ, બ્યુડા, પ્રેસ્થ, બેલગ્રેડ, વિડીન, રસ્તચુક, સિલિસ્ત્રિઆ, અને ઇસ્માયલ વગેરે છે.

૩ **રહાઇન**—એ કોન્સ્ટન્સ સરોવરમાંથી નીકળી જર્મન સમુદ્રને મળેછે. તેનાપર બાલ, સ્ટ્રાસ્બર્ગ, કોલોન, લેડન, અને યુટ્રેક્ટ છે.

૪ **નીપર**—કાળા સમુદ્રને મળેછે; તેનાપર ખર્સન અને કીએફ છે.

૫ **ડૉન**—આઝોફના સમુદ્રને મળેછે; તેનાપર આઝોફને તુલાછે.

૬ **વિશ્ચુલા**—કાર્પેથિઅનમાંથી નીકળી બાલ્ટીક સમુદ્રને મળેછે; તેનાપર ક્રાકો, વાર્સા, અને ડૅનઝીગ છે.

૭ **ડ્યુના**—બાલ્ટીક સમુદ્રને મળે છે; તેનાપર રીગાછે.

૮ **નીવા**—ફિન્લાંડના અખાતને મળે છે; તેનાપર ક્રોન્સ્ટાટ, ને સેંટપીટર્સબર્ગ છે.

૯ **ઉત્તરદ્વીના**—આર્ખેંજલના અખાતને મળે છે; તેનાપર આર્ખેંજલ છે.

૧૦ **પેચોરા**—યુરલ પર્વતમાંથી નીકળી ઉત્તર મહાસાગરને મળે છે.

૧૧ **યુરલ**—યુરલ પર્વતમાંથી નીકળી કાસ્પિઅન સમુદ્રને મળે છે; તેનાપર ઓરેન્બર્ગ છે.

૧૨ **ઓડર**—કાર્પેથિઅન પર્વતમાંથી નીકળી બાલ્ટીક સમુદ્રને મળે છે; તેનાપર બ્રેસ્લો, ફ્રાંકફોર્ટ, અને સ્ટેટિનછે.

૧૩ **એલ્બ**—આલ્પ્સ પર્વતમાંથી નીકળી બાલ્ટીક સમુદ્રને મળે છે; તેનાપર ડ્રેસ્ડન, માગ્ડેબર્ગ, હામ્બર્ગ, અને આલ્ટોના છે.

૧૪ **લુઓર**—સીવેનીસ પર્વતમાંથી નીકળી બિસ્કેના ઉપસાગરને મળે છે; તેનાપર નાન્ટસ અને ઓર્લીઅન્સ છે.

૧૫ **ગારોન**—પિરિનીઝ પર્વતમાંથી નીકળી બિસ્કેના ઉપસાગરને મળે છે; તેનાપર તુલુસ અને બોર્ડો છે.

૧૬ **સેન**—સીવેનીસ પર્વતમાંથી નીકળી બિસ્કેના ઉપસાગરને મળે છે; તેનાપર ટ્રૉયસ, વર્સેલ્સ, અને પારીસ છે.

૧૭ **રહોન**—જીનીવા સરોવરમાંથી નીકળી લૈઓન્સના અખાતને મળે છે, તેનાપર જીનીવા અને લૈઓન્સ છે.

૧૮ **ડુરો**—સ્પેનમાંથી નીકળી આટલાન્ટિકને મળે છે; તેનાપર ઑપોર્ટો છે.

૧૯ **ટેગસ**— „ „ „ „ „ ટોલેડો અને ટેગસ છે.

૨૦ **ઇબ્રો**—કાન્ટાબ્રિયન પર્વતમાંથી નીકળી ભૂમધ્ય સમુદ્રને મળે છે; તેનાપર સારાગોસા છે.

૨૧ **ગ્વાડાલકવીવર**—સ્પેનમાંથી નીકળી આટલાંન્ટિક મહાસાગરને મળે છે; તેનાપર સેવીલ અને કૉર્ડોવા છે.

૨૨ **મ્યુસ**—સીવેનીસમાંથી નીકળી જર્મન સમુદ્રને મળે છે; તેનાપર લીએજ, અને રોટર્ડામ છે.

૨૩ **ટૈબર**—એપિનૈન્સમાંથી નીકળી ભૂમધ્ય સમુદ્રને મળે છે; તેનાપર રોમ છે.

૨૪ **પો**—આલ્પ્સમાંથી નીકળી વેનીસના અખાતને મળેછે; તેનાપર ટ્યુરીન છે.

૨૫ **ટેમ્સ**—વેલ્સમાંથી નીકળી જર્મન સમુદ્રને મળે છે; તેનાપર લંડન, અને ઓક્ષફર્ડ વગેરે છે.

૨૬ **શાનન**—આટલાંન્ટિક મહાસાગરને મળે છે; તેનાપર લીમરીક છે.

૨૭ **સેવર્ન**—બ્રિસ્ટલના અખાતને મળે છે; તેનાપર બ્રિસ્ટલછે.

**ઉચ્ચપ્રદેશ**—મધ્યસ્પેન, બવેરિઆ, નોર્વે, અને સ્વીતઝર્લાંડછે.

**મેદાન**—બાલ્ટીક સમુદ્રથી યુરલ પર્વત સુધીનું, હોલાંડથી વોલ્ગા નદી સુધીનું, હંગેરીનું, કાળા ને કાસ્પિઅન સમુદ્ર સુધીનું, અને લોંબાર્ડીનું છે.

**ખનીજ**—લોઢું, સીસું, તાંબુ, કલઈ, પારો, કોયલા, અને મીઠું છે.

**નીકાસ**—ઘઊં, ચોખા, મકાઈ, શેરડી, તમાકુ, દ્રાક્ષનો દારૂ, બટાટા, નારંગી, શણ, જવ વગેરે છે.

**જનાવર**—ઘોડા, બળદ, ઘેટા, ડુક્કર, કૂતરા, રીંછ, વરૂ, ગીધ, અને ગરૂડ વગેરે છે.

**ભાષા**—યુરોપની મૂળ ભાષા આર્યવર્ગની છે. તેમાં મુખ્ય અસલની ગ્રીક, લાટીન તેમાંથી રૂશિઅન, જર્મન, ફ્રેન્ચ, ઇંગ્લિશ, અને સ્પેનિશ વગેરે ભાષા ઉત્પન્ન થઈ છે.

**ધર્મ—મુસલમાની**—તુર્કસ્તાન, ને દક્ષિણ રૂશિઆમાં; **જ્યુ**—પોલાંડ, ને આસ્ત્રિઆના થોડા ભાગમાં; **ગ્રીક**—ગ્રીકમાં; **પ્રોટેસ્ટંટ**—જર્મની, ગ્રેટબ્રિટન, પ્રુશિઆ, ડેન્માર્ક, ને સ્વીડનમાં; અને **રોમનકેથોલીક**—આસ્ત્રિઆ, ઈટાલી, ફ્રાન્સ, સ્પેન, પોર્તુગાલ, અને આયરલાંડમાં ચાલે છે. ગ્રીક, પ્રોટેસ્ટંટ, અને રોમન કેથોલિક એ ત્રણે ખ્રિસ્તી ધર્મના ફાંટા છે.

**રાજનીતિ**—ફ્રાન્સને સ્વિતઝર્લાંડમાં પ્રજાસત્તાક રાજ્ય છે. બાકીના દેશોમાં રાજાનાં રાજ્ય છે. તેમાંના કેટલાક દેશોના રાજા રૈયત સાથે મળી રાજ્ય ચલાવે છે.

**હવા**—આ ખંડ ઉત્તર સમશિતોષ્ણ કટિબંધમાં આવેલો છે. પૂર્વ ને મધ્ય ભાગમાં ઉનાળામાં ગરમી ને શિઆળામાં ટાઢ ઘણી

પડે છે. પશ્ચિમ ભાગમાં હવાનો ફેરફાર જલદી થઈ જાય છે. ખં-ડના મધ્ય ભાગમાં મોટા પર્વતો અને તેમાંથી નીકળતી મોટી નદી-ઓ ઘણા ભાગને ફળદ્રુપ કરે છે. લોકો હુન્નરી, બુદ્ધિશાળી, સહન શક્તિવાળા, હિંમતવાન, ચાલાક અને રાજનીતિમાં કુશળ છે. દરિ-આ કાંઠો ઘણો હોવાથી પૃથ્વીના બધા દેશો સાથે વેપાર ખેડે છે. વસ્તી રૂશિઆ સિવાય બધે પ્રમાણમાં ઘાડી છે.

### ૧ ગ્રેટબ્રિટન ને આયરલાંડ.

**ભાગ**—૧ ઈંગ્લાંડ ને વેલ્સ, સ્કૉટલાંડ, અને આયરલાંડ.

### ઈંગ્લાંડ અને વેલ્સ.

**પ્રગણાં**—ઈંગ્લાંડનાં ૪૦, અને વેલ્સનાં ૧૨ છે.

**હદ**—ઉત્તરે ચીવીઅટ પહાડ; પૂર્વે જર્મન સમુદ્ર; દક્ષિણે ઇં-ગ્લિશચેનલ; અને પશ્ચિમે આયરિશ સમુદ્ર છે.

**પર્વત**—ચીવીઅટ, સ્કાફેલ, અને સ્નોડન.

**સરોવર**—ડરવેન્ટવૉટર, અલ્સવૉટર, અને વીંડરમીર.

**બેટ**—માન, આંગલ્સી, વાઇટ, ચેનલટાપુ (જર્સી, ગર્નસી, આલ્ડની, અને સાર્ક.) અને સીલી.

**ભૂશિર**—લેંડસેંડ, લીઝર્ડ, સ્ટાર્ટ, બીચીહેડ, સ્પર્નહેડ, ફ્લાંબ-રોહેડ, અને હોલીહેડ.

**અખાત**—સાલ્વેફર્થ, મોરીકાંબી, બ્રિસ્ટલચૅનલ, કાર્ડિગન, અને વૉશ.

**સામુદ્રધુની**—મનાઈ ને ડોવર છે.

**નદી**—ટેમ્સ, સેવર્ન, માર્સી, ટાઈન, ટ્રેન્ટ, હંબર, આઉસ, ડી, અને વાઇ.

**નૌકાસ્થળ**—પોર્ટસ્માઉથ, પ્લિમાઉથ, વુલવીચ, ચેથામ, અ-ને મીલફોર્ડહેવન છે.

**શેહેર—લંડન**-રાજધાની એ ટેમ્સ નદી પર છે. તે વસ્તીમાં ને પૈસામાં આખી દુનિઆમાં શ્રેષ્ટ છે ઓક્ષફર્ડ, લીવરપુલ, માન્ચેસ્ટર, શેફીલ્ડ, લીડઝ, કેન્ટરબરી, યોર્ક, નોટીંગહામ, બર્મીંગહામ, ડોવર, વુલવરહેમ્પટન, બ્રેડફોર્ડ, બ્રાઈટન વગેરે ઘણાં છે.

**બંદર**—બ્રિસ્ટલ, હલ, સૌથામ્પટન, સંડરલેંડ, હેસ્ટીંગ્સ, ગ્લુચેસ્ટર, કાર્નાર્વન, સ્વાન્સી, અને લેંકેસ્ટર વગેરે છે.

**ખનીજ**—કલઇ, કોયલા, લોઢું, સીસું, તાંબુ, ને સિંધવ.

**નીપજ**—સૂતર, શણ, ઉન, ને રેશમનું કાપડ, યંત્ર, કાચ, કાગળ, અને હુન્નરી સામાન વગેરે.

**સ્કૅાટલાંડ** ( પ્રગણાં ૩૩ છે. )

**હદ**—ઉત્તરે આટલાન્ટિક મહાસાગર; પૂર્વે જર્મન સમુદ્ર; દક્ષિણે ચીવીઅટ પહાડ; અને પશ્ચિમે આટલાન્ટિક મહાસાગર છે.

**પર્વત**—ગ્રેમ્પિઅન તેમાં બેનેવીસ શિખર ઊંચું છે.

**નદી**—ટ્વીડ, ફોર્થ, ટે, ડી, સ્પે, નેસ, કલૈડ, અને નીથ.

**સરોવર**—સીન, મારી, નેસ, આવી, ટે, અને લોમોન્ડ.

**બેટ**—ઓર્કની, શેટલેંડ, અને હેબ્રિડીઝ.

**ભૂશિર**—ડનેટહેડ, ગાલોવેનોમલ, અને રાથ.

**અખાત**—ફોર્થ, ટે, મોરે, કલૈડ, અને સૉલ્વે.

**બંદર**—ગ્રીનૉક, અને લીથ.

**શેહેર—એડીનબરો** રાજધાની છે. આબર્ડિન, ગ્લાસગો, ડંડી, પર્થ, પેસ્લી, ફાલકર્ક અને ડંફ્રીઝ વગેરે છે.

**નીપજ**—ઇંગ્લંડ પ્રમાણે.

**આયરલાંડ** ( પ્રગણાં ૩૨ છે. )

**પ્રાંત**—અલ્સ્ટર, મન્સ્ટર, લીન્સ્ટર, અને કોનોટ.

**પર્વત**—મોર્ન અને વિકલો.

**નદી**—શાનન, બોઈન, લીફી, સ્લેની, ફોઇલ, બાન, સુઅર, અને લી.

**સરોવર**—નીઆ, અર્ન, મારક, કોરીબ, રી, ડર્ગ, અને કીલાર્ની.

**બેટ**—રાથલીન, કલેર, આરાન, અને વાલેન્શિઆ.

**ભૂશિર**—કલીયર, માલીનહેડ, અને ફેરહેડ.

**અખાત**—ડોનીગાલ, સ્લીગો, ગાલાવે, બેલફાસ્ટ, અને ફોઈલ.

**બંદર** અને **શહેર**—**ડબ્લીન**—રાજધાની, લીફી નદીપરછે. બેલફાસ્ટ, વોટરફોર્ડ, લંડન્ડ્રી, લીમરીક, ગાલવે, સ્લીગો, કિન્ગ્સ્ટાઉન, કિવન્સ્ટાઉન, અને કોર્ક વગેરે છે.

**નીપજ**—આ દેશ લીલો ટાપુ કહેછે, કારણ કે ત્યાં શાક ભાજી બહુ થાય છે.

## ૨ ફ્રાન્સ. (પ્રગણાં ૮૭ છે.)

**હદ**—ઉત્તરે ઇંગ્લિશ ચેનલ, ને બેલજ્યમ; પૂર્વે જર્મની; સ્વિતઝર્લાંડ,ને ઈટાલી; દક્ષિણે ભૂમધ્ય સમુદ્ર,ને સ્પેન; અને પશ્ચિમે આટલાન્ટિક મહાસાગર છે.

**પર્વત**—પિરિનીઝ, સીવેનીસ, જ્યુરા, અને આલ્પ્સ.

**નદી**—સેન, લુઓર, ગારોન, રહોન, સોન, મ્યુસ અને રહાઇન.

**બેટ**—કૉર્સિકા, હીરીઝ, અને અશન્ટ.

**ભૂશિર**—લાહોગ, અને બાર્ફ્લુર.

**અખાત**—બિસ્કે, અને લૈઓન્સ.

**નૌકાસ્થળ**—બ્રેસ્ટ, શરબર્ગ, અને તુલોન.

**બંદર**—માર્સેલ્સ, તુલોન, બોર્ડો; નાન્ટ્સ, શરબર્ગ, અને કેલે.

**શેહેર**-**પારીસ**-એ રાજધાનીનું દુનિઆમાં સૌથી શોભાયમાન શહેર સેન નદીના કાંઠે છે. **લૈઓન્સ**-એમાં રેશમનાં કારખાનાં છે.

**રૂઆંગ, લાઇલ, વર્સેલ્સ, ઓર્લીઅન્સ, તુલુસ, અજેસિઓ,** એ કોર્સીકાની રાજધાની ને નેપોલિઅન બોનાપાર્ટની જન્મભૂમી છે.

**નીપજ—**દારૂ, રેશમ, દ્રાક્ષ, ધાન્ય, તલવાર, ઉન, બદામ, અને નારંગી વગેરે છે.

**સંસ્થાન—આફ્રિકામાં** સેનીગાલ, ગાંબીયા, માદાગાસ્કર, અલજીર્સ, સેંટલુઈ, અને બુર્બોન. **એશિઆમાં**-પોંદીચેરી, યાનાન, કારીકલ, માહી, અને ચંદ્રનગર ( હિંદુસ્તાનમાં ); કોચીનચીન, ટોન્કીન. **પાસિફિક મહાસાગરમાં**-ન્યુકાલેડોનિઆ, માર્કિવસાસ, ને ટાહીટી. **અમેરિકામાં**-ફ્રેંચગિઆના, કાયેન, ગ્વાડેલુપ, અને સેંટમાર્ટિનીક વગેરે છે.

## ૩ સ્પેન ( પ્રગણાં ૪૯ છે. )

**હદ**—ઉત્તરે પિરિનીઝ, ને બિસ્કેનો ઉપસાગર; પશ્ચિમે પોર્તુગાલ; દક્ષિણે, અને પૂર્વે આટલાન્ટિક મહાસાગર છે.

**પર્વત—**પિરિનીઝ, કાન્ટાબ્રિયન, ટોલીડો, મોરેના, અને નેવેડા.

**નદી**—ડુરો, ટેગસ, ઈબ્રો, ગ્વાડીયાના, અને ગ્વાડાલકિવવર.

**બેટ**-બલ્યારીકટાપુ (મિર્જોર્કા, મિનોર્કા, ઐવીઝા, અને ફોર્મેન્ટેરા.)

**સામુદ્રધુની**—જીબ્રૉલ્ટર.

**ભૂશિર**—ઓર્ટિગલ, ફીનિસ્ટર, ટ્રફાલગર, ટરીફા, અને ક્રુસ.

**નૌકાસ્થળ**—કેડીજ, કાર્થેજીના, ફીરોલ, અને માલાગા.

**બંદર—**બાર્શીલોના, વાલેન્શિઆ, કેડીજ, કોરૂના, માલાગા, અને એલીકાંત વગેરે છે.

**શેહેર—માડ્રીડ** રાજધાની માઝનારીઝ નદીપર-છે. **ટોલેડો, સાલાંમાંકા,** સારાગોસા, સેવિલ, ગ્રાનેડા, અને કૉર્ડોવા છે.

**નીપજ**—સીસું, લોઢું. તાંબુ, ઉન, દ્રાક્ષનો દારૂ, નારંગી, અને બદામ ઈત્યાદિ છે.

**સંસ્થાન**—ક્યુબા, ને પોર્તોરીકો (અમેરિકામાં), ફીલિપાઈન, ને લેડ્રોન ( પાસિફિક મહાસાગરમાં ) છે. દક્ષિણ અમેરિકાનાં તમામ સંસ્થાનો ઘણું કરીને સ્પૅનિઆર્ડ લોકોથી વસેલાં છે. તે હાલ પ્રજાસત્તાક રાજ્યો થઈ ગયાં છે.

### ૪ પોર્તુગાલ (પ્રગણાં ૧૦ છે.)

**હદ**—ઉત્તરે ને પૂર્વે સ્પેન; દક્ષિણે અને પશ્ચિમે આટલાન્ટિક મહાસાગર છે.

**નદી**—ડુરો, ટેગસ, ગ્વાડિઆના, અને

**ભૂશિર**—રોકા, સેંટવિન્સેન્ટ, અને સેંટમેરિઆ.

**પર્વત**—સીરાઇસ્ટ્રેલા.

**શેહેર**—**લીસ્બોન** એ રાજધાની છે. **ઓપોર્ટોનો** દારૂ વખણાય છે. **કોઈમ્બ્રામાં** વિદ્યાલય છે. **સેતુબાલ.**

**સંસ્થાન**—કેપવર્ડ, આઝોરેસ, મડીરા, એંન્ગુવીલા, બેંન્ગુવીલા, મોઝાંબીક (આફ્રિકામાં); ગોવા, દીવ, દમણ, (હિંદુસ્તાનમાં); અને મકાઉ (ચીનમાં) છે.

**નીપજ**—ઉન, દ્રાક્ષનો દારૂ, બદામ, અને નારંગી.

### ૫ બેલજ્યમ. ( પ્રગણાં ૯ છે. )

**હદ**—ઉત્તરે હોલાંડ; પૂર્વે જર્મની; દક્ષિણે ફ્રાન્સ; અને પશ્ચિમે જર્મન સમુદ્ર છે.

**નદી**—મ્યુસ (માસ), શેલ્ટ, અને સેન વગેરે છે. **બંદર**—ઓસ્તેન્ડ. **શેહેર**—**બ્રસેલ્સ** એ સેન નદીપર રાજધાનીનું શહેર છે. **આન્ટવર્પ,** ઘેન્ટ, લીજ, મેસ્લીન, (માલીન્સ), વૉટરલુ એ ઠેકાણે ૧૮૧૫

માં નેપોલીઅન બોનાપાર્ટને આર્થર વેલ્સ્લીએ હરાવ્યો.

**નીપજ**—શણ, સૂતરાઉ અને ઉનનું કાપડ; લોઢાનો સામાન, ઘડીઆળ, અને કોયલા ઈત્યાદિ છે. આ દેશમાં યુરોપના બધા દેશો કરતાં વસ્તી ઘાડી છે.

૬ **હોલાંડ** (નેધરલાંડ) (પ્રગણાં **૧૧** છે.)

**હદ**—ઉત્તરે અને પશ્ચિમે જર્મન સમુદ્ર; પૂર્વે જર્મની; **અને** દક્ષિણે બેલજ્યમ છે.

**નદી**—ર્‌હાઈન, મ્યુસ (માસ), અને શેલ્ટ વગેરે છે.

**બેટ**—વાલકેરન અને ટેકસલ. **અખાત**-ઝુંડરઝી.

**શેહેર**—**આમ્સ્ટર્ડામ**-એ રાજધાની હીરાને પેહેલ પાડવાના કારખાના માટે પ્રખ્યાત છે. **હાર્લેમ** ત્યાંના બાગ સરસ છે. **હેગ**, **ગ્રોનિંગન**, **લેડન**,**યુટ્રેકટ** એ ચારે શહેરોમાં **યુનીવરસીટી** છે, **રોટર્ડામ** એ માસ નદીપર વેપારી સ્થળ છે, અને લુક્ષેમ્બર્ગ.

**સંસ્થાન**—જાવા, મોલ્યુકાસ, સુમાત્રા, બોર્નિઓ, સેલીબીસ, -ગુગીની, અને ડચ ગીયાના વગેરે છે.

**હકીકત**—આ દેશ ઘણો નીચો હોવાથી દરિઆનો જુવાળ જમીનપર ફરી ન વળે માટે કાંઠો બાંધી લીધો છે. લોકો આખી દુનિઆમાં વેપાર અર્થે ફરે છે.

**નીપજ**—શણ ને ઉનનાં કાપડ, માટીનાં વાસણ, ઢોર, અને માછલાં.

૭ **ડેન્માર્ક** ( પ્રગણાં ૬ છે. )

**હદ** ઉત્તરે જર્મન સમુદ્ર; પશ્ચિમે જર્મન સમુદ્ર; દક્ષિણે જર્મની; અને પૂર્વે બાલ્ટીક સમુદ્ર.

**બેટ**—ઝીલાંડ, ફ્યુનેન, લેલાંડ, બોર્નહોમ, ફેરો, અને આઇસલાંડ.

**અખાત**—લીમ્ફયોર્ડ. **ભૂશિર**- સ્કા અને હાર્ન. **દ્વિપકલ્પ-જટલાંડ.**

**સામુદ્રધુનિ**—સૌંડ, લીટલબેલ્ટ, અને ગ્રેટબેલ્ટ.

**સંયોગીભૂમિ**—સ્લેસ્વીગ.

**શેહેર**—**કોપનહેગન** એ રાજધાની, **એલસીનોર** એ ઝીલાંડ ટાપુમાં છે, **રૈકયાવીક** એ ઐસ્લાંડ બેટમાં છે, તે બેટમાં **હેકલા** નામે જ્વાળામુખી પર્વત અને ઉના પાણીના ઝરા છે.

**સંસ્થાન**—વેસ્ટઈન્ડીસના કેટલાક બેટ, ગ્રીનલાંડ, અને ગીની કાંઠાનો કેટલોક ભાગ.

**નીપજ**—ઢોર, માછલાં, અને વ્હેલનું તેલ વગેરે છે.

## ૮ સ્કાન્ડીનેવિઆ.

નોર્વે અને સ્વીડન મળીને મોટો દ્વિપકલ્પ થયેલો છે.

### નોર્વે ( પ્રગણાં ૬ છે )

**હદ**—ઉત્તરે ઉત્તર મહાસાગર; પૂર્વે સ્વીડન; દક્ષિણે કાટીગાટને સ્કાગારક; અને પશ્ચિમે આટલાન્ટિક મહાસાગર છે.

**પર્વત**—ડોવરેફિલ્ડ, કોલન અને હાર્ડેન્જરફિલ્ડ.

**બેટ**—લોફોડન, અને માગીરો. **નદી**—ગ્લોમેન.

**ભૂશિર**—નેઝ, નોર્ડકીન, અને ઉત્તરકેપ. **અખાત**-વેસ્ટફ્યોર્ડ, અને ટ્રોનથેમ.

**બંદર**—**બર્ગેન**, **ટ્રોનથેમ** અને **ક્રિસ્તીઆનિઆ** એ રાજધાની, યુનિવરસિટિ માટે પ્રખ્યાત છે.

**શેહેર**—**ફ્રેડ્રીકશાલ્ડ**, **રોરાસ**માં તાંબાની, **એરેન્ડાલ**માં લોઢાની અને **કોંગસબર્ગ**માં રૂપાની ખાણોછે. **હેમર્ફેસ્ટ** એ સૌથી ઉત્તરે શેહેરછે.

**નીપજ**—માછલાં, ખનીજ, અને લાકડાં ઇત્યાદિ છે.

**સ્વીડન** (પ્રગણાં ૩ છે)

**હદ**—ઉત્તરે રૂશિઆ; પૂર્વે બાલ્ટીક સમુદ્ર; દક્ષિણે બાલ્ટીક સમુદ્ર અને પશ્ચિમે નોર્વે છે.

**નદી**—ગોથા, તોરણીઆ, લુલ્યા, અને ઉમ્યા.

**સરોવર**—વેનર, વેટર, અને મીલર, **બેટ**—ગોથલાંડ, અને ઓલાંડ.

**શેહેર તથા બંદર—સ્ટાકહોમ**—મીલર સરોવરપર રાજધાનીનું શેહેર છે. **ગોટનબર્ગ, અપસલા** તેમાં વિદ્યાલય છે. તેની પાસે **ડનીમોરા** લોઢાની ખાણ માટે, અને **ફાલન** તાંબાની ખાણ માટે પ્રખ્યાત છે. **હેલ્સીંગબર્ગ** સૌંડની સામુદ્રધુનીપર છે, **કાલમર, કાર્લસ્ક્રોના** નૌકાસ્થળ માટે પ્રખ્યાત છે.

**નીપજ**—માછલાં, તાંબુ, રૂપુ, લોઢું, અને લાકડાં ઇત્યાદિ છે. સ્વીડનની લોઢાની ખાણો ઘણીજ પ્રખ્યાત છે.

**૯ રૂશિઆ** (પ્રગણાં ૫૩)

**હદ**—ઉત્તરે ઉત્તર મહાસાગર; પૂર્વે યુરલ પર્વત, કાસ્પિઅન સમુદ્ર; દક્ષિણે કાકેસસ પર્વત, કાળો સમુદ્ર, ને આઝોફનો સમુદ્ર; અને પશ્ચિમે તુર્કસ્તાન, આસ્ત્રિઆ, જર્મની, અને બાલ્ટીક સમુદ્ર.

**પર્વત**—કાકેસસ, ને યુરલ. **સંયોગીભૂમિ** પેરીકાપ,

**સરોવર**—લાડોગા, ઓનીગા, ઇલમેન, અને પૈપસ.

**સામુદ્રધુની**—એનીકેલની (કર્ટક), ને વાઈગાટ્સ.

**બેટ**—યુસલ, ડાગો, નોવાઝેમ્બ્લા, અને સ્પીટ્ઝબર્ગેન.

**અખાત**—બોથનીઆ, ફિન્લાંડ, રૈગા, ઓનીગા, આર્ખેજલ, અને પેરીકાપ. **દ્વિપકલ્પ**—ક્રિમિઆનો.

**બંદર**—આર્ખેજલ, કોલા, તોરણીઆ, અબુ, હેલસીંગફોર્સ,

કાનસ્ટાટ, સેંટપીટરસ્બર્ગ, રૈગા, ઓડેસા, નીકોલાએફ, ખર્સન, સેબાસ્ટોપોલ, તાગન રોગ, આઝોફ, અને આસ્ત્રાખાન વગેરેછે.

**નૌકાસ્થળ**—કાન્સ્ટાટ, હેલસીંગફોર્સ, નીકોલાએફ અને ખર્સન.

**નદી**—પેચોરા, ઉત્તરદ્વીના, પશ્ચિમદ્વીના, નીવા, નીએમેન, વિસ્ચુલા, નીપર, નીસ્તર, ડોન, વોલ્ગા, અને યુરલ વગેરે છે.

**શેહેર—સેન્ટપીટરસ્બર્ગ.** એ રાજધાનીનું શહેર નીવા નદીપર મહાન્ પીટર બાદશાહે બાંધ્યું. **મોસ્કો**—એ જૂની રાજધાની મોસ્કો નદીપર છે. **કાસાન**, **સારાતોફ**, **નીઝીનીનોવોગોરોદ**, એ ત્રણે વોલ્ગા નદીપર છે. **તુલા** રૂશિઆનું બર્મિંગહામ ગણાય છે. **વાર્સા** પોલાંડની રાજધાની, **સીમ્ફ્રોપોલ** ક્રિમિઆમાં, **વિલ્ના** વગેરે બીજાં શહેરો છે. **રૂશિઆના રાજાને "ઝાર" કહેછે.**

**નીપજ**—તાંબુ, સોનું, લોઢું, પ્લાટીનમ, સિંધવ, શણ, **ભાંડી**, અનાજ, અને લાકડાં વગેરે છે;

**સંસ્થાન**—એશિઆઈ રૂશિઆ, અને તાર્તરીનો ભાગ.

## ૧૦ જર્મની.

**હદ**—ઉત્તરે ડેન્માર્ક, બાલ્ટીક, ને ઉત્તર સમુદ્ર; પૂર્વે રૂશિઆ; દક્ષિણે આસ્ત્રિઆ, ને સ્વિતઝર્લાંડ; પશ્ચિમે ફ્રાન્સ, બેલજ્યમ, ને હોલાંડ.

**વિભાગ**—૪ કિંગડમ, ૧૩ ડચી, ૮ પ્રિન્સિપાલિટી, ૧ રીપબ્લીક એ રીતે કુલ ૨૬ છે.

**પર્વત**—આલ્પ્સ અને તેની શાખાઓ.

**બેટ**—રૂગન, યુઝડમ, અને વિલન ( બાલ્ટીક સમુદ્રમાં છે ).

**બંદર**—બ્રેમેન, હામ્બર્ગ, આલ્ટોના, લ્યુબેક, સ્ટેટીન, ડાન્ટઝીક સ્ટ્રાલસેન્ડ, કોનીંગ્સબર્ગ, એલ્બીંગ, અને કોલબર્ગ.

**વિદ્યાલય**—ગોટીંગન, લીપઝીક, બોન, બર્લીન, બ્રેસ્લો, કોનીંગ્સબર્ગ, અને હાલ વગેરે ૨૧ વિદ્યાલય છે.

**કિલ્લા**—માગ્ડીબર્ગ, રાટીસ્બોન ( ડાન્યુબપર ), ઉલ્મ, મેટ્ઝ, ને ડાન્ટઝીક,

**સ્વતંત્ર શેહેર**—લ્યુબેક, હામ્બર્ગ, ફ્રાંકફોર્ટ અને બ્રેમેન.

**કિંગડમ**—૧ પ્રુશિઆમાં બર્લીન, ૨ સાકસનીમાં ડ્રેસડન, ૩ બવેરિઆમાં મ્યુનીચ, ને ૪ વર્ટેમ્બર્ગમાં સ્ટટગાર્ટ રાજધાની છે.

**નદી**—એલ્બ, ઓદર, વિસ્ચુલા, ર્‌હાઈન ડાન્યુબ, સ્પ્રિ, વાર્ટા, મોઝેલ, મૈન, વિસર, ટ્રેવ, સાલ, અને નાઇમેન વગેરે છે.

**શેહેર**—**બર્લીન** રાજધાની સ્પ્રિ નદીપર છે. **બ્રેસ્લો, ફ્રાંકફોર્ટ**, ને **સ્ટેટીન** એ ત્રણે ઓડર નદીપર છે. **ડાન્ટઝીક**, ને **કોનીંગ્સબર્ગ** વિસ્ચુલા નદીપર, **બાલ, સ્ટ્રાસ્બર્ગ**; તથા **કોલોન** ર્‌હાઈન નદીપર, **મેટ્સ** મોઝેલ નદીપર, **રાટીસ્બોન** ડાન્યુબ નદીપર, **પોજન** વાર્ટા નદીપર, **ફ્રાંકફોર્ટ** મૈન નદીપર, **બ્રેમેન** વિસરપર, **લ્યુબેક**, ટ્રેવપર, **હાલ** સાલ નદીપર, અને **મેમલ** એ નાઈમેન નદીપર છે. **કીલ** નૌકાસ્થળ છે. **સ્ટટગાર્ટ, મ્યુનીચ, નુરેમ્બર્ગ, હાનોવર, એક્ષલાશાપેલ, લીપઝીક**, અને **બેડન** વગેરે ઘણાછે.

**નીપજ**—શણ, ઉન, ને ભીંડીના લૂગડાં, અંબર, સાગ, દારૂ, સોનું, રૂપું, ને કોયલા.

**સંસ્થાન**—આફ્રિકાનો પશ્ચિમ કાંઠો; કોંગોનીની ઉત્તરમાં, ઝાંઝીબારનો કેટલોક ભાગ, ન્યુગીની, ન્યુબ્રિટન, ન્યુઆયર્લાંડ, અને પાસિફિકના બીજા બેટા છે.

## ૧૧ **આસ્ટ્રિઆને હુંગેરી** (પ્રગણાં ૧૭ છે.)

**હદ**—ઉત્તરે જર્મની, ને રૂશિઆ; પૂર્વે રૂશિઆ; દક્ષિણે તુર્કસ્તાન, ને આડ્રિઆટિક સમુદ્ર; અને પશ્ચિમે ઇટાલી, સ્વિતઝર્લાંડ, ને જર્મની છે.

**પર્વત**—આલ્પ્સ, અને કાર્પેથિઅન.

**સરોવર**—બાલેટન્સી તથા ન્યુસીડલરસી.

**નદી**—ડાન્યુબ, થીસ, ઇન, સેવ, ડ્રેવ, વિસ્ચુલા, એલ્બ, અને ઓડર છે.

**બંદર**—ત્રિએસ્ટ, ને પોલા તેમાં નૌકાસ્થળ છે.

**વિશ્વવિદ્યાલય**—ત્રિએસ્ટ, ઇન્સ્બ્રક, અને પ્રેગ.

**શેહેર**—**વિએના** એ રાજધાની, **પ્રેસબર્ગ**, **બુડા**, **પેસ્થ** એ ચારે ડાન્યુબ નદીપર છે. **લેમ્બર્ગ** ને **બ્રુન**માં ઉનના કારખાનાં છે. **ટોકોઈ** થીસ નદીપર દારૂના વેપાર માટે પ્રખ્યાત છે. **ડેબ્રેક-ઝીન** ત્યાં વેપારની જણસો બને છે. **ક્રાકો** એ વિસ્ચુલા નદીપર છે, ત્યાં પોલાંડના રાજાઓને અસલ ભૂમિદાહ કરતા. **શેમનીટ્સ** રૂપાની ખાણ માટે, **ક્રેમનીટ્સ** સોનાની ખાણ માટે. **ન્યુશોહલ** તાંબાની ખાણ માટે પ્રખ્યાત છે. **નીપજ**—સોનું. રૂપું, તાંબુ, કોયલા, ને મીઠું વગેરે છે. **આસ્ત્રિઆ**માં હંગેરી, પોલાંડનું ગેલેશિઆ, તુર્કસ્તાનનું બોસ્નીઆ ને હરઝીગોવીના મળેલ છે; તેથી **શહેનશાહત** ગણાય છે.

## ૧૨ સ્વિતઝર્લાંડ (પ્રગણાં ૨૨ છે.)

**હદ**—ઉત્તરે જર્મની; પૂર્વે આસ્ત્રિઆ; દક્ષિણે ઈટાલિ; અને પશ્ચિમે ફ્રાન્સ.

**પર્વત**—૧ આલ્પ્સ તેને મોંટ રોઝા, મોંટ બ્લેન્ક, અને સેંટ-બર્નાર્ડ નામે ત્રણ મોટાં શિખરો છે; ૨ જ્યુરા છે. સ્વિતઝર્લાંડ દેશ પર્વતોથી વીંટાએલો હોવાથી પરદેશમાં જવાના મુખ્ય ચાર રસ્તા છે. ૧ સેંટબર્નાર્ડ પાસ, ૨ સરવીનપાસ, ૩ સીમલોનપાસ, અને ૪ સેંટ ગોથાર્ડ પાસ છે.

**નદી**—ડાન્યુબ ર્‌હાઈન, ર્‌હોન, ઇન, થીસ, તથા આર છે.

**સરોવર**—**કૉન્સ્ટન્સ** એમાંથી ર્‌હાઈન. **જીનીવા** એમાંથી ર્‌હોન નામે નદીઓ નીકળે છે. તે સિવાય **ઝ્યુરિચ**, **ન્યુશાટેલ**, અને **લુસર્ન** છે. **શેહેર**—**બર્ન** એ આર નદીપર રાજધાની છે. **જીનીવા** એ ર્‌હોન નદીપર ઘડીયાળ ને ઘરેણાંને માટે પ્રખ્યાત છે. **બાલ** એ ર્‌હાઈન નદીપર રેશમના વેપાર માટે પ્રખ્યાત છે. **ઝ્યુરીચ**—એજ નામના સરોવરપર વિદ્યાલયનું સ્થળ છે. તે સિવાય **ન્યુશાટેલ**, અને **લોઝન** છે.

**નીપજ**—ઘડીયાળ, ઘરેણાં, ઉન, રેશમ, ભરતકામ, અને ઇમારતી લાકડું. આ દેશમાં પ્રજા સત્તાક રાજ્ય છે. દેશ પહાડી, ઊંચો, અને જળાશયનું સ્થળ ગણાય છે.

૧૩ **ઈટાલિ** (પ્રગણાં ૬૯ છે.)

**હદ**—ઉત્તરે સ્વિત્ઝર્લૅાંડ; પૂર્વે આસ્ત્રિઆ, ને આડ્રિઆટિક સમુદ્ર; દક્ષિણે ભૂમધ્ય સમુદ્ર; અને પશ્ચિમે ભૂમધ્ય સમુદ્ર ને ફ્રાન્સ છે.

**પર્વત**—આલ્પ્સ, એપિનૈન્સ, વિશુવિઅસ, અને એટના છે. તેમાં છેલ્લા બે જ્વાળામુખી છે. વિશુવિઅસ ફાટવાથી હરક્યુલેનિઅમ, અને પોમ્પીઆઈ નામે બે શેહેરો નાશ પામ્યાં હતાં. **એટના** સિસિલીમાં છે. તે સિવાય લીપારી બેટમાં સ્ટ્રોમ્બોલી નામે જ્વાળામુખી પર્વત છે.

**બેટ**—સિસિલી, સાર્ડિનિઆ, એલ્બા, લીપારી, માલ્ટા, ગોઝો, અને કોમીનો છે. તેમાં છેલ્લાં ત્રણ અંગ્રેજ સરકારના તાબામાં છે.

**ભૂશિર**—સ્પાર્ટિવેન્ટો, પાસ્સારો, અને લ્યુકા.

**અખાત**—વેનીસ, જીનોઆ, ને ટારાંટો છે.

**સામુદ્રધુની**—મેસીના, બોનીફેશિઓ, અને ઓટ્રાન્ટો છે.

**સરોવર**—કોમો, ગાર્ડા, માજીઓરી, અને લ્યુગાનો છે.

**નદી**—પો, આડીજ, આર્નો, અને ટૈબર છે.

**બંદર**—જીનોઆ, લેગહોર્ન, નેપેલ્સ, એંકોના, બ્રિન્ડીસી, વેનીસ, પાલર્મો, અને મેસીના વગેરે છે.

**વિશ્વ વિદ્યાલય**—બોલોના, પાલર્મો, અને પાડુઆ છે.

**સ્વતંત્ર શેહેર**—બોલોના, પાર્મા, મેસીના, અને સાનમેરીનો.

**શેહેર—રોમ** એ રાજધાની ટૈબર નદીને કાંઠે છે. પ્રાચિનકાળમાં પ્રખ્યાતી પામેલાં શહેરોમાંનું રોમ ગણાય છે. તેમાં ખ્રીસ્તિ ધર્મગુરૂ પોપ રહે છે. તેમાં સેંટપીટરનું વખાણવા લાયક દેવળ છે. **ટયુરીન** પો નદીપર, **ફ્લોરેન્સ** આર્નો નદીપર, **લેગહોર્ન, પાર્મા, મોડેના, કાગલીઆરી** સાર્ડિનિઆમાં, **પાલર્મો** ને **મેસિના** સિસિલીબેટમાં, **બાલેટ્રા** માલ્ટામાં અને **વેરોના** વગેરે ઘણાં શહેરછે.

**નીપજ**—મેવો, તેલ, દારૂ, રેશમ, સણ, ગંધક, અને આરસ વગેરે છે. આ દેશ મોટો ને લાંબો દ્વિપકલ્પ છે.

### ૧૪ યુરોપી તુર્કસ્તાન (પ્રગણાં ૮ છે.)

**હદ**—ઉત્તરે આસ્ત્રિઆ, સર્વિઆ, ને રોમાનિઆ; પૂર્વે કાળો સમુદ્ર; દક્ષિણે આર્કિપેલેગો, ને ગ્રીસ; અને પશ્ચિમે આડ્રિઆટીક સમુદ્ર છે. ઇ. સ. ૧૮૭૮ માં રૂશિઆએ તુર્કસ્તાનથી સર્વિઆ, રોમાનિઆ, અને મોંટીનીગ્રો એ ત્રણ રાજ સ્વતંત્ર બનાવ્યાં. બોસનીઆ ને હરજીગોવીના આસ્ત્રિઆને મળ્યા. બલગેરિઆ, ને પૂર્વ રોમેલિઆમાં રૈયતે પોતાનો રાજા ઠરાવ્યો. જેથી આ રાજ્ય હાલ ઘણું નાનું થઈ ગયું છે. આખા યુરોપમાં ફક્ત આ રાજ્ય મુસલમાની ધર્મમાં છે. **તુર્કિના રાજાને સુલતાન કેહેછે.**

**પર્વત**—બાલકન, કારપેથિઅન, ઓલિમ્પસ, ને પીંડસ છે.

**નદી**—ડાન્યુબ, સેવ, માલ્ડાવા, ને પ્રુથ છે.

**બેટ**—કાંડીઆ, લેમ્નોસ (અંગ્રેજના તાબામાં છે.) થામો, ઇમ્બ્રો.

**સામુદ્રધુની**—ડાર્ડેનલ્સ (હેલેસપોંઈંટ.) બોસફરસ (ઈસ્તમ્બુલ).

**અખાત**—સોલો નેકી.

**બંદર**—કોન્સ્ટાન્ટિનોપલ, વાર્ના, સોલોનેકી, અને ગાલીપોલી.

**શેહેર**—**કોન્સ્ટાન્ટિનોપલ** એ રાજધાની ઈ. સ. ૩૩૦ માં બાસફરસની સામુદ્રધુનીપર કોન્સ્ટન્ટાઇન પાદશાહે બાંધ્યું. **આડ્રિઆનોપલ** મારીટ્ઝા નદીપર છે. **ગાલીપોલી** ડાર્ડેનલ્સની સામુદ્રધુનીપર નૌકાસ્થળ છે. **ફીલીપોપીલીસ** પૂર્વ રોમેલિઆની રાજધાની છે. **સોફીઆ, શુમલા,** કિલ્લોછે, **વાર્ના** બંદર છે. **સિલિસ્ત્રિઆ** ડાન્યુબ નદીપર છે, **ટીરનોવા, પ્લેવના, રસ્તચુક, વીડીન** એ ચારે શેહેરો બલગેરિઆમાં છે. **બુચરેસ્ટ, જાસી, ગેલેત્સ,** ને **ઈસ્માઇલ** એ ચારે શેહેરો રોમાનિઆમાં છે. **બેલગ્રેડ** એ સર્વિઆની રાજધાની, ને મોટો કિલ્લો ડાન્યુબ ને સેવ નદીના સંગમપર છે. **સ્કુતારી** પશ્ચિમ કાંડે. **બોનાસરાઈ** બોસનિઆની રાજધાની છે. **કેટારો** મોંટીનીગ્રોની રાજધાની છે.

**નીપજ**—ગાલીચા, ચામડા, રેશમ, અંજીર, બુંદ, ગુલાબનું અત્તર, અને કરિઆણું વગેરે છે.

### ૧૫ ગ્રીસ ( વિભાગ ૩ છે. )

**હદ**—ઉત્તરે તુર્કસ્તાન; પશ્ચિમે, અને દક્ષિણે ભૂમધ્ય સમુદ્ર; ને પૂર્વે આર્કિપેલેગો છે.

**ભાગ**—૧ ગ્રીસ, ૨ મોરિઆ, ૩ દ્વીપો.

**પર્વત**—પારનેસસ, હેલીકોન, અને સેંટઇલીઆસ. ગ્રીસમાં **ઉત્તરેથી** આવવાનો મુખ્ય રસ્તો **થરમોપીલી**નો ઈતિહાસમાં પ્રખ્યાત છે. તે રસ્તો ફક્ત ૫૦ વાર પહોળો છે.

**અખાત**—પત્રાસ, લીપાંટો, ઈજીના, અને નોપલીયા.

**બેટ**—નિગ્રોપોન્ટ (યુબિયા), એઓનિઅન, સૈકિલેડીસ, ને કોર્ફુ.

**ભૂશિર**—માટાપાન, ને કોલોના, **દ્વિપકલ્પ**–મોરિઆ.

**બંદર**—આથેન્સ પત્રાસ, નોપ્લીયા, સૈરા, અને હૈડ્રા.

**સંયોગીભૂમિ**—કોરિંથ.

**શેહેર**—**આથેન્સ** એ રાજધાની છે. તે ઘણું જૂનું અને પ્રખ્યાતછે. એમાં ઘણાં પ્રખ્યાત માણસો જન્મેલા છે. **કોરીંથ, પત્રાસ, સ્પાર્ટા**, અને **થીબ્સ**.છેલ્લાં એ શેહેરો પ્રાચિન કાળમાં પ્રખ્યાત હતાં

**નીપજ**—દારૂ, તેલ, નારંગી, આંબળાં, અને સીસું વગેરે છે.

---

# આફ્રિકા ખંડ.

**હદ**—ઉત્તરે ભૂમધ્ય સમુદ્ર; પૂર્વે રાતો સમુદ્ર ને હિંદી મહાસાગર; દક્ષિણે દક્ષિણ મહાસાગર; અને પશ્ચિમે આટલાન્ટિક મહાસાગર છે.

**વિભાગ**—૧ ઉત્તર આફ્રિકા, ૨ પશ્ચિમ આફ્રિકા, ૩ દક્ષિણ આફ્રિકા, ૪ પૂર્વ આફ્રિકા, ૫ મધ્ય આફ્રિકા, અને ૬ દ્વિપો.

**સમુદ્ર**—ભૂમધ્ય સમુદ્ર, અને લાલ સમુદ્ર છે.

**અખાત**—સિદ્રા, કાબેસ, બેનીન, બીઆફ્રા, ગીની, ટેબલ, ફાલ્સ, અલગોઆ, ડીલાગોઆ, સોફાલા, અને મોઝામ્બીક ચૅનલ.

**સામુદ્રધુની**—સ્વેજ, જીબ્રૉલ્ટર અને બાબલમાંડબ.

**બેટ**—**સૉકોટ્રા, માદાગાસ્કર** તેમાં **તાનાનારીવો** રાજધાની છે. અને **ટામાટેવ** બંદર છે. આ બેટ ફ્રેંચના તાબામાં છે. **બુર્બો** એ ફ્રેંચના તાબામાં છે. અને ત્યાં ખાંડ ઘણી બને છે. **કોમોરૂ** ફ્રેંચના તાબામાં છે. **મોરિશિઅસ** અંગ્રેજના તાબામાં છે, આ બેટ

ખાંડને માટે પ્રખ્યાત છે. રાજધાનીનું શહેર **પોર્ટલુઇ** છે. **સેશલ, સેંટહેલીના,ને આશેન્સન** એ અંગ્રેજના તાબામાં છે. **ફર્નાન્ડોપો, અનાબોન ને કનેરી** તેમાં ટેનેરીફ્ નામનો ટાપુ મોટો છે. એ ત્રણે સ્પેનના તાબામાં છે. **આઝોરેસ, કેપવર્ડ, પ્રિન્સટાપુ, સેંટટોમ્સ,** અને **મદીરા** તેમાં **ફ્નશેલ** રાજધાની છે, ને ત્યાંનો દારૂ વખણાય છે.

**ભૂશિર**—બોન, સ્પાર્ટલ, બ્લાંકો, કેપવર્ડ, પાલ્માસ, લોપેઝ, નિગ્રો, ફ્રિઓ, ગુડહોપ. આગ્વલ્હાસ, કોરીએંટ્સ, ડેલગાડો, અને ગ્વાર્ડાફુઈ છે.

**પર્વત**—અટ્લસ, કોંગ, કામેરૂન, આલાન્ટીકા, કીલીમાનજારો, કેનીયા, આબિસિનિઆના પહાડ, અને કેપકોલોનીના પહાડ (ટેબલ, ન્યુવેલ્ડ, ને ડ્રેકનબર્ગ) છે.

**સરોવર**—વિકટોરિઆન્યાન્ઝા, આલ્બર્ટન્યાન્ઝા, તાંગાનૈકા, એન્ગ્વીઓલો, ન્યાસા, શીર્વા, ચાડ, અને ડેમ્બીઆ વગેરે છે.

**રણ**—સહરાનું. **મેદાન**—સોડાન, ને ઉપલું મિસર,

**ઉચ્ચપ્રદેશ**—સહરા, આબિસિનિઆ, ને કેપકોલોની.

## નદીઓ અને તેપરનાં શહેરો.

૧ **નીલ**—વિકટોરિઆન્યાન્ઝા સરોવરમાંથી નીકળી ભૂમધ્ય સમુદ્રને મળે છે; તેનાપર ગોંદોકોરો, ખારતુમ, આસુવાન, કેરો, ડામીએટા, રોઝેટાછે. તેને નીલીનીલને અત્બારા નામે બે ફાંટા છે.

૨ **સેનિગાલ**—કોંગ પર્વતમાંથી નીકળી આટલાન્ટિક મહાસાગરને મળે છે; તેનાપર સેંટલુઈ છે.

૩ **ગામ્બીયા**—કોંગ પર્વતમાંથી નીકળી આટલાન્ટિક મહાસાગરને મળેછે; તેનાપર બાથર્સ્ટ છે.

૪ **રિઓગાન્ડ**—કોંગ પર્વતમાંથી નીકળી આટલાન્ટિક મહાસાગરને મળે છે; તેનાપર બિસાઓ છે.

૫ **નૈજર**—(જોલીબાકેકવારા)—કોંગ પર્વતમાંથી નીકળી ગીનીના અખાતને મળે છે; તેનાપર રાબા, બોઆસા, યૌરી, તિમ્બકતુ અને સેગો છે. તેની શાખા **શાદા** છે.

૬ **શારી**—એ ચાડ સરોવરમાં મળે છે.

૭ **કાંગો**—(ઝેર)—તાંગાનૈકા સરોવર પાસેથી નીકળી આટલાન્ટિક મહાસાગરને મળે છે.

૮ **ઓરેંજ**—પૂર્વના પહાડમાંથી નીકળી આટલાન્ટિક મહાસાગરને મળે છે; વાલ તેની શાખા છે.

૯ **ઝામ્બેઝી**—પશ્ચિમના પહાડમાંથી નીકળી હિંદીમહાસાગરને મળે છે; તેની શાખા શીરે છે.

૧૦ **લીમ્પોપો**—પશ્ચિમના પહાડમાંથી નીકળી હિંદી મહાસાગરને નળે છે.

**બંદર**—પોર્ટસૈયદ, રેઝેટા, ડામીએટા, અલેકઝાંદ્રિઆ, બેનગાઝી, ત્રિપોલી, ટયુનીસ, બોના, અલ્જીર્સ, ઓરન, સ્યુટા, તાંઝીર, તેતુવાન, માગાડોર, સેંટલુઈ, બાથર્સ્ટ, ફ્રિટાઉન, મનરોવિઆ, એલમીના, કેપકોસ્ટકેસલ, એક્રા, સેંટપૌલડીલોઆન્ડા, બેન્ગુવીલા, કેપટાઉન, જ્યોર્જટાઉન, ઈલીઝાબેથ, નાતાલ, સોફાલા, કવીલીમૈન, ઝાંઝીબાર, મોમ્બાસ, માગાડોક્ષો, બર્બેરા, મસુવા, સ્વાકીન, અને ટામાટેવ વગેરે છે.

**ધોધ**—નાઈલ નદીના ધોધ, ઝાંબેઝીનો ધોધ (વિકટોરિઆ), વિકટોરિઆ ન્યાન્ઝામાંથી નાઈલ નદી નીકળે છે; ત્યાં આગળ રીપન ધોધ છે. **પ્રજાસતાક રાજ્ય**–ટ્રાન્સવાલ.

**ખનીજ**—સોનું, હીરા, મીઠું અને કોયલા.

**નીપજ**—ઘઊં, જવ, ખાંડ, ચોખા, અને ગુંદર વગેરે છે.
**જનાવર**—ઝીબ્રા, જીરાફ, હાથી, ઊંટ, ઘોડા, અને બળદ વગેરેછે.
**ધર્મ**—મુસલમાની અને ખ્રિસ્તિ હાલ પ્રસરતો જાયછે.

# ૧ ઉત્તર આફ્રિકાના ભાગ.

૧ ઇજીપ્ત (મિસર), ૨ ન્યુબિઆ, ૩ આબિસિનિઆ, ને ૪ બાર્બેરીસંસ્થાન.

## ૧ ઇજીપ્ત.

આ દેશમાં નાઇલ નદી આવેલી છે; તેમાં રેલ આવવાથી તે આખા દેશને ફળદ્રુપ કરે છે. તેથી ઘઊં, જવ, ડાંગર, ને તમાકુ બહુ પાકે છે.

**બંદર**—અલેકઝાંદ્રિઆ, પોર્ટ સૈયદ, રોઝેટા, ડામીએટા, સ્વેઝ, અને કોશિઅર વગેરે છે.

**શેહેર**—કેરો, સિયુત, અસૂવાન, અને વાડીહાલ્ફા વગેરે છે.

આંહી પિરામીડ નામે જોવા લાયક ઇમારત કેરોથી થોડે છેટે છે. આ દેશપર તુર્કસ્તાનના સૂલતાનની સત્તા છે. તે અંગ્રેજ સરકારની મદદથી રાજ કારભાર ચલાવે છે. આ દેશ પ્રાચિનકાળથી પ્રખ્યાત છે. આ દેશમાં સિંહ, હાથી, મગર, હરણ ને ગેંડા થાય છે. મુખ્ય વસ્તી આરબ, ને તુર્ક છે. તેઓ મુસલમાની ધર્મ પાળે છે. યુરોપિઅન લોકો ખ્રિસ્તિ ધર્મ પાળે છે.

## ૨ ન્યુબિઆ.

નાઇલ નદીની રેલથી ઘઉં, જવ, તમાકુ, ગળી, બાજરી, ને રૂ પાકે છે.

**શાહેર**—**ખારતુમ** નાઇલ ને નીલી નીલ નદીના સંગમપર છે.

ત્યાં જનરલ ગોર્ડન મુઓ હતો. **સીનાર**—નીલી નીલ નદીપર છે. **મસુવા ને સ્વાકીન** બંને બંદર છે. આ દેશપર ઈજીપ્તના ખેદીવની નામની સત્તા છે.

## ૩ આબિસિનિઆ.

આ દેશ ઘણો પહાડી છે. તેમાંથી નીલીનીલ ને અત્બારા નદી નીકળે છે. તેની ખીણોમાં બુંદ, ઘઊં, કપાસ થાય છે; ને જંગલમાં લાકડાં ઘણાં થાય છે. આ દેશમાં નાનાં રાજ્યો ઘણાં છે; તેઓ અંદર અંદર લડી મરે છે. લોકો અધમ સ્થિતિમાં છે. ધર્મ ઘણું કરી ખ્રિસ્તિ પાળે છે.

**શેહેર—ગોંદાર**—ડેમ્બીયા સરોવર પાસે છે. **મગ્દલા** ૧૮૬૮ માં અંગ્રેજે જીતી લીધું. તે સિવાય **અડોવા, એક્ષુમ,** અને **અન્કોબાર** છે.

## ૪ બાર્બરી સંસ્થાન.

**ભાગ**—ત્રિપોલી, ટયુનિસ, અલજીરીઆ, ને મોરોક્કો.

**પર્વત**—અટ્લસ છે. **ભૂશિર**—બોન, અને સ્પાર્ટલ છે.

**અખાત**—સિદ્રા, અને કાબેસ છે.

**બંદર**—બેનગાઝી, ત્રિપોલી, ટયુનિસ, બોના, અલજીર્સ, ઓરન, સ્યુટા, તાંજીર, તેતુવાન, અને માગાડોર.

**શેહેર**—ત્રિપોલી સાથે બાર્કા, અને ફ્જાન આવી જાય છે. તેના અનુક્રમે મુખ્ય શહેર **ત્રિપોલી, બેનગાઝી,** ને **મોર્ઝુક** છે. તે ત્રણેપર તુર્કસ્તાનના સુલતાનની નામની સત્તા છે. ત્યાંના અધિપતિને **"બે"** કહેછે. ટયુનિસમાં, ટયુનિસ મુખ્ય નગર છે, અને કાર્થેજનું ખંડેર છે. આ રાજ્યપર ફ્રેંચસત્તાછે. ત્યાંનાઅધિપતિને **"બે"** કહેછે.

અલજીરિઆ પ્રાંત ફ્રેંચના કબજામાં છે. તેમાં **અલજીર્સ**, **કાન્સ્ટન્ટાઇન**, **બોના**, અને **ઓરન** શેહેરો છે.

મોરોકો સ્વતંત્ર મુસલમાની રાજ્ય છે. તેમાં **મોરોકો** રાજધાની છે. **ફ્રેઝ** ત્યાંના ચામડાના પુંઠા વખણાય છે. તે સિવાય **મેકીનેઝ**, **માગાડોર**, અને સ્પેનના કબજાના **તાંજીર** **તેતુવાન** અને **સ્યુટા** છે. ત્યાંના રાજાને સુલતાન કહે છે.

**નીપજ**—અનાજ, તમાકુ, રૂ, ગળી, ખજુર, ચામડાં, તાંબુ, લોઢું અને મીઠું વગેરે છે.

## પશ્ચિમ આફ્રિકાના ભાગ.

૧ સેની ગામ્બીઆ, ઉપલો ગીની, નીચલો ગીની, અને હાટન્ટોટ ભૂમિ.

**નદી**—સેનીગાલ, ગામ્બીઆ, રિઓગ્રાંડ, નૈજર, કોન્ગો, અને આરેંજ છે.

**પર્વત**—કોંગ, કામેરૂન, અને અલાન્ટિકા.

**અખાત**—બેનીન, બિઆફ્રા, અને ગીની છે.

## ૧ સેનીગામ્બિઆ.

**શહેર**—**સેંટલુઇ** એ સેનીગાલ નદીપર, અને **ગોરી** એ કેપવર્ડ આગળ છે; તે એ ફ્રેંચના તાબામાં છે. **બાથર્સ્ટ** એ ગામ્બિઆ નદીપર અંગ્રેજના કબજામાં છે. ત્યાંનો ગુંદર વખણાય છે.

## ૨ ઉપલો ગીની.

આ દેશ દરિઆ કાંઠે છે. કાંઠાના જે ભાગમાંથી જે વસ્તુ પરદેશ ચડેછે, તે ભાગનું નામ તે વસ્તુપરથી પડેલું છે. જેમ ૧ અનાજઆરો, ૨ ગુલામઆરો, ૩ સોનાઆરો, અને ૪ હાથીદાંતઆરો વગેરે. તે સિવાય ૧ આશાંટી, ૨ ડાહોમી, અને ૩ યોરૂબા દેશી

રાજ્ય છે. અંગ્રેજ સરકારના તાબામાં ૧ સીએરાલીઓન, ૨ લાગોસ, અને ૩ સોનાઆરો છે. અને લીબારીઆ એ સ્વતંત્ર સંસ્થાન છે.

**શહેર**—ફ્રિટાઉન, મનરોવિઆ, કેપકોસ્ટકેસલ, કોમાસી, અને એબોમી વગેરે છે.

ડાહોમીના રાજા પાસે ૫ હજાર સ્ત્રીનું લસ્કર છે. ત્યાંના રાજા ગાદીએ બેસતી વખતે કેદીઓના માથા વાઢી તેના લોહીમાં ચાલેછે; અને મરી જાય ત્યારે પોતાની સ્ત્રીઓ તથા રૈયતના લોહીથી ગારો કરી કબર ચણવામાં આવેછે. પછી તે કબરમાં રાજાને દાટવામાં આવેછે.

## ૩ નીચલો ગીની.

આ દેશમાં પોર્તુગીઝોએ લોઆંગો, કાંગો, એંગુવીલા, અને બેંગુવીલા વગેરે સંસ્થાનો વસાવ્યા છે.

**શેહેર**—લોઆંગો, સેંટપૌલડીલોઆંડા, સાનસાલવડોર, બ્યાગાન્ઝા, બેંગુવીલા વગેરે છે.

## ૪ હોટેન્ટોટ ભૂમિ.

આ દેશમાં કાફ્રર લોકો વસે છે. તેઓ અધમ સ્થિતિમાં છે. તેમાં જાણવા લાયક શેહેર નથી.

# ૩ દક્ષિણ આફ્રિકાના ભાગ.

૧ કેપકોલોની, ૨ કાફ્રરારિઆ, ૩ નાતાલ, ૪ જુલુ, ૫ ઓરેંજનદી ઉપરનું સ્વતંત્ર રાજ્ય, અને ૬ ત્રાંસવાલનું પ્રજાસત્તાક રાજ્ય.

**નદી**—ઓરેંજ, વાલ, લીમ્પોપો.

**અખાત**—ટેબલ, અલગોઆ. **ભૂશિર** ગુડહોપ, આગ્વલહાસ.

**પર્વત**—ન્યુવેલ્ડ, ડ્રેકનબર્ગ.

**શેહેર**—**કેપકોલોની**—તેમાં **કેપટાઉન** રાજધાની, **ગ્રેહેમ્સ-**

**ટાઉન;** વાલ નદીની ઉત્તરમાં ગ્રીકવાલેન્ડવેસ્ટનું પ્રગણું છે, તે હી-રાનું ખેતર કહેવાય છે; તેની રાજધાની **કીમ્બર્લે** છે. **ઈલીઝાબેથ** અંદર છે.

૨ **નાતાલ**—તેમાં **પીટરમારીટ્સબર્ગ**, ને **નાતાલ** શેહેરછે.

૩ **કાફરારિઆ** તેમાં **અતરવર્થ** શેહેર છે.

ઉપરના ત્રણે ભાગ અંગ્રેજ સરકારના તાબામાં છે.

૪ **જુલુ**—દેશીરાજ્ય છે, તેની રાજધાની **કામ્બુલા** છે.

૫ **ત્રાંસવાલ**—પ્રજાસત્તાક રાજ્ય છે, તેમાં **પ્રીટોરીઆ** ને **પોચેફ્સ્ટ્રોમ** એ શેહેર છે.

૬ **આરેંજનું સ્વતંત્ર રાજ્ય** ડચ લોકોનું રાજ્ય છે, તેની રાજધાની **બ્લોમ્ફોન્ટીન** છે.

સિવાય **ડામારાલેન્ડ** વગેરે ઘણો ભાગ જર્મનીના તાબામાં છે.

**નીપજ**—હીરા, સોનું, ઘઊં, જવ, ઓટ, અને દારૂ વગેરે છે.

## ૪ પૂર્વઆફ્રિકાના ભાગ.

૧ સોફાલા, ૨ મોઝામ્બીક, ૩ ઝાંઝીબાર, ૪ સોમાલી, અને ૫ ગાલા.

**પર્વત**— કીલીમાનજારો, **ભૂશિર**–ગ્વાર્ડાફુઈ.

**સરોવર**–ન્યાસા તેમાંથી શીરે નદી નીકળી ઝાંબેઝી નદીને મળેછે.

**નદી**—ઝાંબેઝી, અને શીરે છે.

**શેહેર**—૧ **સોફાલા**–તેમાં સોફાલા, ને કવીલીમૈન છે.

૨ **મોઝાંબીક**—તેમાં મોઝાંબીક રાજધાની, બેટમાં છે,

આ બંને સંસ્થાન એટલે કેપ ડેલાગાડોથી ડીલાગોઆ સુ-ધીનો મુલક પોર્તુગીઝના કબજામાં છે.

૩ **ઝાંઝીબાર—તેમાં મુસલમાની રાજ્ય છે. મુખ્ય નગર ઝાં-**

**ઝીબાર** તેજ નામના બેટમાં છે. મોમ્બાસ, ને માગાડોક્ષા બંદર છે. ટાંગાનૈકા સરોવર પાસે ઉજીજી શહેર છે.

આ દેશમાં ગૂજરાતના લોકો વેપારે આવે છે. દેશના ઘણા ભાગપર જર્મન લોકોની સત્તા છે.

૪ **સોમાલી** તેમાં બર્બરા છે. ૫ **ગાલા**–તેમાં જૈલા છે; આ બંને દેશ જંગલી અવસ્થામાં છે.

## ૫ મધ્ય આફ્રિકાના ભાગ.

૧ સહરાનું રણ, ૨ સૂડાન કે સીદી દેશ, ૩ મોટા સરોવરનો પ્રદેશ, અને ૪ દક્ષિણ મધ્ય આફ્રિકા.

**૧ સહરાનું રણ**—પૂર્વ પશ્ચિમ ઈજીપ્તથી આટલાન્ટિક મહાસાગર સુધી, અને દક્ષિણોત્તર સૂડાનથી બાર્બરી સંસ્થાન સુધી ગએલું છે. તેમાં એકે શેહેર નથી. પણ કોઈ કોઈ ઠેકાણે લીલોતરીવાળી જગા આવેછે. ત્યાં થોડા ખજૂરીના ઝાડ ને મીઠું પાણી માલમ પડે છે. વંટાળીઆથી રેતી ઉડીને મોટા ટેકરા થઈ જાયછે; ને વેપારી લોકોની જતી આવતી વણજારોને ડાટી મારે છે. લીલોતરીવાળી જગોએ મૂર જાતના આરબ લોકો રહેછે. તે વણજારોને લૂટી લે છે.

**સૂડાને કે સીદી દેશ**—આ દેશ પૂર્વ પિશ્ચમ ડાર્ફુરથી સેનીગામ્બિયા સુધી, અને દક્ષિણોત્તર ઉપલા ગીનીથી તે **સહરાના રણ** સુધી ગએલો છે. તેમાં સીદી લોકોની વસ્તી છે; અને નાનાં નાનાં દેશી રાજ્યો ઘણાં છે. તેમાં મુખ્ય ૧ બામ્બારા, ૨ ટીમ્બકટુ, ૩ બોર્નુ, ૪ બાગીરમી, ૫ વાડાઇ, ૬ ગેંડો, અને ૭ સોકોટુ છે.

**નદી**—નૈજર, અને શારી છે. **સરોવર**–ચાડ. **પર્વત**–કોંગ, ને અલાંટીકા.

**શેહેર**—સેગો ( બામ્બારામાં ), ટીમ્બકટુ ( ટીમ્બકટુમાં), ગેંડો

(કાંડોમાં) સોકોટુ (સોકોટુમાં), કોકા (બોનુંમાં) ચાડ સરોવરના કિનારે, અને કોબે (ડાર્ફુરમાં) છે. ડાર્ફુરપર ઈજીપ્તની સત્તા છે.

**નૈજરપર શેહેર**—સેગો, ટીમ્બક્ટુ, અને બુઆસા છે. તેની એક શાખાપર ગેંડો ને સોકોટુ છે. અને શાદા નામની શાખાપર ડોમાવા રાજ્યનું યોલા શેહેર અલાંટીકા પર્વત પાસે છે.

૩ **મોટા સરોવરોનો પ્રદેશ**—એમાં વિક્ટોરિઆન્યાન્ઝા, આલ્બર્ટન્યાન્ઝા, ટાંગાનૈકા વગેરે બીજાં ઘણાં સરોવર છે. વિક્ટોરિઆ ન્યાન્ઝામાંથી નાઇલ નદી નીકળી આલ્બર્ટન્યાન્ઝામાં થઈ ઈજીપ્તમાં વહે છે; અને ટાંગાનૈકામાંથી કોંગો નદી નીકળે છે. આ પ્રદેશમાં જાણવા લાયક શેહેર નથી; આ દેશનો શોધ કરવામાં લીવીંગ્સ્ટન, અને સ્પીક, વગેરે મહાન પુરૂષોએ પોતાની જીંદગી અર્પણ કરી છે.

૪ **દક્ષિણ મધ્ય આફ્રિકા**—એમાં ઘણાંખરાં દેશીરાજ્યો છે. તેમાં કુરૂમાન, જાંબેજી નદીપર લીનીઆંટી, અને ન્યાસા સરોવરપર લીવીંગસ્ટાનીઆ વગેરે શેહેરો છે.

## ૬ દ્વિપો.

આ વિષયની સવિસ્તિર્ણ હકીકત ખંડની તારવણીમાં આવી ગઇ છે. માટે આ ઠેકાણે લખેલ નથી.



# અમેરિકા ખંડ.

આ ખંડ ઈ. સ. ૧૪૯૨ માં કોલમ્બસે શોધી કાઢ્યો. માટે

તેને નવી દુનિઆ કહે છે. પણ ઈ. સ. ૧૪૯૯ માં **અમેરીકસ વે-સ્પુશિઅસ** નામનો વહાણવટી ત્યાં જઈ વધારે શોધ કરી આવ્યો. માટે તેના નામપરથી નવી દુનિઆને અમેરિકા કહેવા લાગ્યા. ગ્રીન્લાંડ ઈ. સ. ૯૩૨ માં નોર્વેજીઅન લોકે શોધી કાઢયો છે.

અમેરિકાના કુદરતી બે ભાગ પડેલા છે. ૧ **ઉત્તર અમેરિકા** અને ૨ **દક્ષિણ અમેરિકા.** તે બંને પનામાની સંયોગીભૂમિથી જોડાએલા છે. તે પનામાની સંયોગી ભૂમિને ખોદી નહેર કરવાને કર્નલ લીસેપ્સ કામે લાગેલો છે.

# ઉત્તર અમેરિકા.

**હદ**—ઉત્તરે ઉત્તર મહાસાગર; પૂર્વે આટલાન્ટિક મહાસાગર; દક્ષિણે મેક્સિકોનો અખાત, કારિબિઅન સમુદ્ર, અને પનામાની સંયોગીભૂમી; તથા પશ્ચિમે પાસિફિક મહાસાગર છે.

**દેશ**—બ્રિટિશ અમેરિકા, સ્વતંત્ર સંસ્થાન, મેક્સિકો, અને મધ્ય અમેરિકા, તથા દ્વિપો.

**અખાત**—૧ બાફીન, ૨ હડસન, ૩ સેંટલારેન્સ, ૪ ફંડી, ૫ ડીલાવેર, ૬ ચેસાપીક, ૭ મેક્સિકો, ૮ કેમ્પીચી, ૯ હાંડુરાસ, અને ૧૦ કાલિફોર્નિઆ વગેરે છે.

**દ્વિપકલ્પ**—૧ લાબ્રેડોર, ૨ નોવાશકોશિઆ, ૩ ફ્લોરિડા, ૪ કાલિફોર્નિઆ, ૫ આલ્યાસ્કા, અને ૬ યુકાટાન છે.

**બેટ**—૧ ગ્રીન્લાંડ ડેન લોકોના કબજામાં છે. તેમાં મુખ્ય શેહેર ફ્રેડ્રીકશાલ, અને અપરનાવિક નામનું શેહેર દુનિઆમાં સૌથી ઉત્તરે છે. ત્યાંના વતની માછલાંપર જીવે છે, ને ચામડાં ઓઢે છે. આખો બેટ ઘણું કરી હમેશાં બરફથી ઢંકાએલો રહે છે. ૨ સૌથા-

મ્પટન, ૩ કોકબર્ન, ૪ મેલવીલ, ૫ પ્રિન્સ ઓફ વેલ્સ, ૬ પ્રિન્સએ-લ્બર્ટ, ૭ બેન્કસ, ૮ ન્યુફ્રોન્ડલાંડ, ૯ પ્રિન્સ એડવર્ડ, ૧૦ કેપ બ્રિ-ટન, ૧૧ આંટીકોસ્ટી, ૧૨ બર્મ્યુડાસ, ૧૩ વોનકુવર, ૧૪ ક્વિન ચારલોટી, (એ બધા અંગ્રેજને તાબે છે.) ૧૫ લાંગ (સ્વતંત્ર સં-સ્થાન) અને ૧૬ વેસ્ટ ઇન્ડિસના ટાપુ છે.

**સંયોગીભૂમી**—પનામા, અને ટેહાન્ટીપીક કેમ્પીચી અખા-ત ને પાસિફિક મહાસાગર વચ્ચે છે.

**ભૂશિર**—૧ ફેરવેલ (ગ્રીન્લાંડમાં), ૨ ચડલી, ૩ રેસ (ન્યુફૌંડ-લાંડમાં), ૪ સેબલ (નોવાશકોશિઆમાં), ૫ કૉડ, ૬ હાતેરાસ, ૭ સેબલ (ફ્લોરિડામાં), ૮ લુકાસ (કાલિફોર્નિઆમાં) ૯ ફ્લાટરી, (વો-નકુવર બેટની સામે) ૧૦ આલ્યારકા, અને ૧૧ પ્રિન્સ ઓફ વેલ્સ (બેહરિંગની સામુદ્રધુની સામે).

**સામુદ્રધુની**—૧ મેલ્વીલ સૌંડ, ૨ બારોસૌંડ, ૩ લાંકેસ્ટર સૌંડ, ૪ સ્મીથ સૌંડ એ ચાર ઉત્તરમાં છે. ૫ ડેવીસ, ૬ હડસન, ૭ બેલીએલ, ૮ જુઆન્ડીફુકા (વોનકુવર પાસે), અને ૯ બહેરિંગ.

**પર્વત**—રોકી, આલીઘાની, અને સેંટ ઇલીઆસ ( રૂશિ-અન અમેરિકામાં. )

**જ્વાળામુખી**—મેક્સિકો નગર પાસે પોપોકાટીપેટલ, અ-ને ઓરીઝાબા છે.

**સરોવર**—૧ સુપિરિયર દુનિઆનાં બધાં મીઠાં સરોવરોમાં સૌથી મોટું છે. ૨ હ્યુરોન, ૩ ઇરી, ૪ આન્ટેરિયો, ૫ મીચી-ગાન, ૬ એથાબાસ્કા, ૭ વીનીપેગ, ૮ ગ્રેટસ્લેવલેક, અને ૯ ગ્રેટબે-રલેક વગેરે ઘણાં નાનાં મીઠાં સરોવરો છે. તે સિવાય ૧૦ સોલ્ટલે-ક, અને ૧૧ નીકારાગુવા એ બે ખારાં સરોવર છે.

**ધોધ—નિઆગ્રાનો** ધોધ ૧૬૦ ફીટ ઊંચેથી પડી ઈરી અને ઓન્ટેરિયો સરોવરને જોડે છે. ન્યુયૉર્કમાં **ટ્રેન્ટન** ધોધ ૩૧૨ ફીટ ઉંચેથી પડે છે. પૂર્વકનેડામાં **મૉંટમોરન્સી** ૨૪૦ફીટ ઉંચેથી પડે છે.

## નદીઓ અને તેનાપરનાં શેહેરો.

**સેંટલારેન્સ**—આન્ટેરિયો સરોવરમાંથી નીકળી સેંટ લારેન્સના અખાતને મળે છે; તેનાપર કિવબેક, મોંટ્રિયલ, કિંગસ્ટન, ટોરાન્ટો, અને હેમિલટન છે.

૨ **ઓટાવા**—એક નાના સરોવરમાંથી નીકળી સેંટલારેન્સ નદીને મળે છે; તેનાપર ઓટાવા છે.

૩ **માકેનઝી**—ગ્રેટસ્લેવ લેકમાંથી નીકળી ઉત્તર મહાસાગરને મળે છે, એનાપર ફૉર્ટ સિમ્પસન છે.

૪ **યુકોન**—રોકી પર્વતમાંથી નીકળી પાસિફિક મહાસાગરને મળે છે, તેનાપર ફૉર્ટ યુકોન છે.

૫ **મીસિસિપિ**—એક નાના સરોવરમાંથી નીકળી મેક્સિકોના અખાતને મળે છે; તેનાપર સેંટપોલ, સેંટલુઇ, અને ન્યૂઓરલિઅન્સ વગેરે છે.

૬ **મિસૌરી**—એ રોકી પર્વતમાંથી નીકળી મીસિસિપિને મળે છે; મિસૌરી એ મીસિસિપિ કરતાં મોટી છે. તેનાપર એલટોન અને જેફ્રસન છે.

૭ **ઓહીઓ**—આલીઘાની પર્વતમાંથી નીકળી પૂર્વ તરફ મીસિસિપિને મળે છે; તેનાપર પીટ્સ્બર્ગ, સીનસીનાટી, અને લુઈવીલછે.

૮ રેડ—રોકીમાંથી નીકળી મીસિસિપિને મળે છે.

૯ **ઈલીનોઈસ**—મીચીગાન સરોવર પાસેથી નીકળી મીસિસિપિને મળે છે;

૧૦ **ટેનીસી**—કમ્બર્લેંડ પર્વતમાંથી નીકળી ઓહીઓને દક્ષિણ તરફ મળે છે.

૧૧ **આરકેનસાસ**—રોકી પર્વતમાંથી નીકળી મિસિસિપિને પશ્ચિમ તરફ મળે છે.

૧૨ **ડેલાવેર**—કાટ્સ્કીલ પર્વતમાંથી નીકળી ડેલાવરના અખાતને મળે છે. તેનાપર ફિલાડેલફિઆ છે.

૧૩ **હુડસન**—એન્ડીરોન્ડાક પર્વતમાંથી નીકળી લાંગએટ આગળ આટલાન્ટિક મહાસાગરને મળે છે; તેનાપર ન્યુયૉર્ક, બ્રુકલીન, અને આલ્બની.

૧૪ **કનેક્ટિકટ**—ઉંચાણવાળી જગાએથી નીકળી આટલાન્ટિક મહાસાગરને મળે છે; તેનાપર હાર્ટફર્ડ છે.

૧૫ **સસ્કવેહાના**—નાના સરોવરમાંથી નીકળી ચેસાપીકના અખાતને મળે છે; તેનાપર અને ચેસાપીકના અખાતપર બાલ્ટીમોર, ને એનાપોલીસ છે.

૧૬ **પોટોમાક**—વર્જીનીઆ પ્રાંતમાંથી નીકળી આટલાન્ટિક મહાસાગરને મળે છે; તેનાપર વૉશિંગ્ટન છે.

૧૭ **અલ્બામા**—જ્યુરીજહારમાંથી નીકળી મૅક્સિકોના અખાતને મળે છે; તેનાપર મોંટગોમરી, અને મોબાઇલ છે.

૧૮ **રિઓગ્રાંડલનોર્ટ**—રોકી પર્વતમાંથી નીકળી મેક્સિકોના અખાતને મળેછે; તેનાપર **માટા મોરાસ** છે.

૧૯ **કોલોરેડો**—રોકી પર્વતમાંથી નીકળી મેક્સિકોના અખાતને મળે છે; તેનાપર ઑસ્ટીન છે.

૨૦ **રિઓકોલોરાડો**—રોકી પર્વતમાંથી નીકળી કાલિર્નિફોઆના અખાતને મળે છે.

૨૧ **કોલમ્બીઆ**—રોકી પર્વતમાંથી નીકળી પાસિફિક મહા

સાગરને મળે છે.

૨૨ **સેક્રામેન્ટો**—રોકી પર્વતમાંથી નીકળી પાસિફિક મહાસાગરને મળે છે. તેનાપર સાનફ્રાન્સિસ્કો છે.

**ઉચ્ચપ્રદેશ**—મેક્સિકો, અને મધ્ય અમેરિકા છે.

**મેદાન**—પ્રેરિઅસનું મેદાન આલીઘાની ને રોકીની વચ્ચે છે. તે મેદાન જંગલ અને ઘાસથી ઢંકાએલું છે.

**ખનીજ**—સોનું, રૂપું, તાંબુ, કલઈ, લોઢું, કોયલા, અને મીઠું છે.

**જનાવર**—ઘોડા, ઢોર, ઘેટાં, રીંછ, અને પ્રાણઘાતક ઘુઘરાવાળા સર્પ વગેરે અનેક જાતનાં પ્રાણી થાય છે.

**ધર્મ**—મુખ્ય ધર્મ ખ્રીસ્તિ છે. અસલના ઇન્ડિઅન લોકો પોતાનો ધર્મ પાળે છે.

**વસ્તી**—યુરોપિઅન, ઈન્ડિઅન, અને સીદી લોકની છે.

**હવા**—ઉત્તર અમેરિકામાં ટાઢ ઘણી ને વરસનો ઘણો ભાગ બરફ રહે છે. રાત્રી દિવસની લંબાઈમાં ઘણી વધઘટ થયા કરે છે. તે ભાગમાં બ્રિટિશ અમેરિકા છે. સ્વતંત્ર સંસ્થાનમાં પૂર્વ તરફ ટાઢ ને પશ્ચિમ તરફ તાપ પડે છે. તેમાં ખેડવાલાયક મેદાનો છે. મીસિસિપિ ને તેના ફાંટાથી આખો દેશ ફળદ્રુપ થાય છે, મધ્ય અમેરિકામાં તાપ સખત પડવાથી ગરમ મસાલો થાય છે. બ્રિટિશ અમેરિકા સિવાય તમામ રાજ્ય ઘણું કરી પ્રજાસત્તાક છે.

**બંદર**—ફૉર્ટયૉર્ક, સેંટર્જોન્સ, ક્વિબેક, હાલીફાક્સ, બોસ્ટન, ન્યુયૉર્ક, બ્રુક્લીન, ફિલાડેલફિઆ, બાલ્ટીમોર, વૉશિંગ્ટન, રીચમંડ, ચાર્લસ્ટન, સાવાનાહ, ન્યુઓર્લિઅન્સ, ટામ્પીકો, વેરાક્રુઝ, કેમ્પીચી, મેરીડા, આકાપુલકો, બેલીજ, માનાગુવા, સાનફ્રાન્સિસકો, અને ન્યુવેસ્ટ મિનિસ્ટર વગેરે છે.

## બ્રિટિશ અમેરીકા અથવા ( કૅનેડા ).

**હદ**—ઉત્તરે ઉત્તર મહાસાગર; પૂર્વે બાફ્રિનનો અખાત, ને આટલાન્ટિક મહાસાગર; દક્ષિણે સ્વતંત્ર સંસ્થાન; અને પશ્ચિમે પાસિફ્રિક મહાસાગર ને આલાસ્કા.

**ભાગ**—૧ ઑન્ટેરિઓ, (પશ્ચિમ કૅનેડા) ૨ કિવબેક (પૂર્વ કેનેડા), ૩ ન્યુબ્રન્સવીક, ૪ નોવાશકોશિઆ, ૫ માનીટોબા, ૬ પ્રિન્સ એડવર્ડબેટ, ૭ બ્રિટિશકોલમ્બીઆ, ૮ ઉત્તર ને પશ્ચિમ તરફનો વેરાન પ્રદેશ.

**નદી**—સેન્ટલારેન્સ, મેકેન્ઝી, અને ઓટાવા.

**બેટ**—સેંટલારેન્સના અખાતમાં પ્રિન્સ એડવર્ડ, કેપબ્રિટન, ને આંટીકોસ્ટી છે; પાસિફ્રિક મહાસાગરમાં વોનકુવર, અને કિવન ચાર્લોટી છે; અને ઉત્તર મહાસાગરમાં સાઉથામ્પટન, મેલ્વીલ, પ્રિન્સઆલ્બર્ટ, કોકબર્ન, અને બેન્કસ વગેરે છે.

**સરોવર**—સુપિરિઅર, હ્યુરોન, ઈરી, ઑંટેરિઓ, વીનીપેગ, સ્લેવલેક, બેરલેક, અને એથાબાસ્કા વગેરે મીઠાં સરોવરો છે.

**અખાત**—બાફીન, હડસન, સેન્ટલારેન્સ, અને ફંડી વગેરે છે.

**સામુદ્રધુની**—બેલીએલ, બારો, સ્મીથ, મેલ્વીલસૌંડ, ડેવીસ, હડસન, અને જુઆનડીફ્યુકા.

**દ્વિપકલ્પ**—નોવાશકોશિઆ.

**ભૂશિર**—ચડલી, સેબલ, અને રેસ (ન્યુફ્રાન્ડલાંડમાં) છે.

**શેહેર**—**ઓટાવા** એ રાજ્યધાની ઓટાવા નદીપર આંટારિઓ પ્રાંતમાં છે. **કિવબેક** તેજ પ્રાંતમાં સેન્ટલારેન્સ નદીપર જબરો કિલ્લોછે. **મૉન્ટ્રીઅલ** સેન્ટલારેન્સ નદીના બેટપર મોટું શેહેર છે. **ટોરાન્ટો** એ આન્ટારિઓ સરોવરને કાંઠે છે. ન્યુબ્રન્સ્વીક પ્રાંતમાં

**ફ્રેડીકટન** ને **સેન્જોન** શેહેરો છે, તેમાં વહાણ બંધાય છે. નોવાશકોશિઆના દ્વિપકલ્પમાં **હાલીફાક્ષ**નું નૌકાસ્થળ છે. વેનકુવર બેટમાં **વિકટોરિઆ**, અને કોલમ્બિઆમાં **વેસ્ટમિનિસ્ટર** શેહેર છે. **હેમીલટન** એ વેપારનું પ્રખ્યાત શેહેર છે.

**નીપજ**—અનાજ, કાટ, માછલાં, ચામડાં, બ્રિટિશ કોલમ્બિઆમાં સોનું, લોઢું, સીસું, તાંબુ, અને નોવાશકોશિઆમાં કોયલા નીકળે છે.

**૨ સ્વતંત્ર સંસ્થાન** અથવા યુનાઇટેડસ્ટેટ્સ.

**હદ**—ઉત્તરે બ્રિટિશ અમેરિકા; **દક્ષિણે** મેક્સિકો, **અને** તેનો અખાત; પૂર્વે આટલાન્ટિક મહાસાગર; અને પશ્ચિમે પાસિફિક મહાસાગર છે.

**ભાગ**—૪૦ સ્વતંત્ર, અને ૮ તાબાના સંસ્થાન.

**નદી**—મિસિસિપિ, તેના પૂર્વ તરફના ફાંટા મિસૌરિ, આરકૅનસાસ, અને રેડ. પશ્ચિમ તરફના ફાંટા ઇલીનોઇસ, અને ઓહીઓ છે. ઓહીઓને ટેનીસી નદી મળેછે. ડેલાવેર, હડસન, કનેક્ટિકટ, સસ્કવેહાના, પોટોમાક, અલબામા, કોલોરેડો, રિઓકોલોરેડો, રિઓગ્રેન્ડડલનોર્ટ, કોલમ્બિઆ, અને સેક્રેમેન્ટો વગેરે છે.

**સરોવર**—મીચીગાન અને ગ્રેટસોલ્ટ છે. **અખાત**–ડેલાવેર, ચેસાપીક, અને મેક્સિકો છે.

**ભૂશિર**—કૉડ, હાટેરાસ, સેબલ, ફ્લાટરી, અને આલાસ્કા.

**દ્વિપકલ્પ**—ફ્લોરિડા અને આલ્યાસ્કા.

**બેટ**—લાંગ, અને આલ્યુશિઅન છે.

**શેહેર**—**વૉશિંગ્ટન** એ રાજધાનીનું નગર પોટોમાક નદીપર છે, ત્યાં રાજસભા ભરાય છે. **ન્યુયૉર્ક** એ હડસન નદીના મુખ આગળ મોટું બંદર છે, તે વસ્તીમાં ને વેપારમાં બીજે નંબરે ગ-

ણાય છે. **બ્રુકલીન** લાંગબેટમાં, **આલબની** હડસનપર, **બફેલો** ઈરી સરોવરપર, **ફીલાડેલ્ફીઆ** ડીલાવેરના અખાતપર મોટું નગર છે. **પીત્સબર્ગ** ઓહીઓ નદીપર લોઢા કામ માટે પ્રખ્યાત છે. **બોસ્ટન** ન્યુયૉર્કથી ઉતરતું વેપારી સ્થળ છે. **લોવેલ** સુતરાઉ કાપડ માટે પ્રખ્યાત છે. **બાલ્ટીમોર** ચેસાપીકના અખાતપર છે. **રીચમંડ** વર્જીનિઆ પ્રાંતનું મુખ્ય શેહેર છે. **ચાર્લસ્ટન**, **મોબીલ**, અને **ન્યુઓર્લિઅન્સ** એ ત્રણ રૂનાં બંદર છે. **સીન્સીનાટી** ઓહીઓ નદીપર છે. **ચીકાગો**, ને **મીલવોકી** એ બંને મીચીગાન સરોવરપર છે. **સેંટલુઇ** મિસૌરી ને મીસિસિપિના સંગમપર છે. **સાન્ફ્રાન્સિસ્કો** એ પાસિફિક મહાસાગરપર બંદર છે; ત્યાંથી સોનું, રૂપું પરદેશ ખાતે ઘણું ચડે છે.

**નીપજ**—ઘઉં, રૂ, ખાંડ, કાટ, શણ. વર્જીનિઆનો તમાકુ, અને જાર્જીઆ ને કારોલિન પ્રાંતના ચોખા ઘણા સરસ ને જથાબંધ થાયછે.

**ખનીજ**—લોઢું, સીસું, કોયલા, અને મીઠું ઘણે ઠેકાણે નીકળે છે. સોનું, રૂપું, કાલિફોર્નિઆ અને નેવેડા પ્રાંતમાં ઘણું નીકળેછે.

**હકિકત**—આ વિશાળ ને દ્રવ્યવાન દેશ અંગ્રેજ સરકારના તાબામાં હતો. તે દેશને મહાન વૉશિંગ્ટને સાત વર્ષ લડી ઈ. સ. ૧૭૮૨માં સ્વતંત્ર કરી પ્રજાસત્તાક રાજ સ્થાપ્યું; અને ઇ. સ. ૧૭૮૭ સુધી પોતે પ્રેસિડન્ટ રહ્યા. આ રાજ્ય દુનિઆના બળવાન રાજ્યોમાંનું એક ગણાય છે. આ દેશ ખનીજ, રૂ, હુન્નરી સામાન અને વિદ્યાને માટે ઘણો પ્રખ્યાત ગણાય છે. આ દેશમાં અંગ્રેજ, ફ્રેંચ, જર્મન અને આયરિશ લોકોની વસ્તી છે.

## ૩ મેક્સિકો.

**હદ**—ઉત્તરે સ્વતંત્ર સંસ્થાન; પૂર્વે મેક્સિકોનો અખાત; દક્ષિ

ણે મધ્ય અમેરિકા; અને પશ્ચિમે પાસિફિક મહાસાગર છે.

**ભાગ**—૨૭ સ્વતંત્ર, અને ૩ મહાલ. **નદી**-રિઓગ્રાંડલનોર્ટે.

**દ્વિપકલ્પ**—યુકાટાન, અને નીચલો કાલિફોર્નિઆ.

**ભુશિર**—સાનલુકાસ.

**અખાત**—કાલિફોર્નિઆ, મેક્સિકો, અને કેમ્પીચી.

**પર્વત**—રોકી તેમાં પોપોકાટીપેટલ ને ઓરીઝાબા જ્વાળામુખીછે.

**બંદર**—માટામોરાસ એ રિઓગ્રાન્ડલનોર્ટે નદીના મુખ આગળ; ટામ્પીકો, વેરાક્રુઝ, અને કેમ્પીચી એ ત્રણે મેક્સીકોના અખાત પર, અને આકાપુલ્કો એ પાસિફિક મહાસાગર ઉપર છે.

**શેહેર**—**મેક્સિકો** એ રાજધાનીનું નગર જુના જ્વાળામુખી પર્વત પાસે બાંધેલું છે; **મેરીડા** એ યુકાટાનની રાજધાની છે; **પ્યુએબ્લા**, અને **ગ્વાડાલાશાહુરા.**

**ખનીજ**—તાંબુ, રૂપું, સોનું અને કોયલા.

**નીપજ**—ખાંડ, ગળી, રૂ, કીરમજ, કાટ, ચામડાં, અને વસાણું વગેરે છે.

**હકીકત**—આ દેશમાં પ્રજાસત્તાક રાજ્ય છે. મુખ્ય વસતી સ્પેનિઅર્ડ લોકની છે. આંહી જ્વાળામુખી પર્વતો અને સોના રૂપાની ખાણો છે.

## મધ્ય અમેરિકા.

**હદ**—ઉત્તરે મેક્સિકો; પૂર્વે કારિબિઅન સમુદ્ર; દક્ષિણે પનામાની સંયોગી ભૂમી; અને પશ્ચિમે પાસિફિક માહાસાગરછે. **અખાત**-હાંડુરાસ. **નદી**—સાનજુવાન, એ નીકારાગુવા સરોવરમાંથી નીકળે છે.

**પ્રાંત અને તેનાં શેહેરો**—૧ ગ્વાટીમાલામાં ન્યુગ્વાટીમાલા, **૨** હાંડુરાસમાં કોમાયાગુવા ને ટ્રક્ષિલોબંદર, ૩ સાનસાલવાડોરમાં સાનસાલવાડોર, ૪ નીકારાગુવામાં માનાગુવા ને, બલ્લુફીલ્ડસ. કોસ્તા-

રિકોમાં સાનજોસ, એ પાંચ રાજ્યો સ્વતંત્ર છે; અને ૬ બ્રિટિશ હાંડુરાસમાં બેલાઇઝ છે.

**નીપજ**—ગુંદ, લાકડાં, કીરમજ, ગળી, ગરમ મસાલો, અને વસાણાં વગેરે. આંહી સ્પૅનિઅર્ડ લોકો આવી વસેલા છે. દેશમાં જ્વાળામુખી ઘણાં હોવાથી ધરતીકંપ ઘણીવાર થાય છે.

## બેટ. (દ્વિપો)

**ભાગ—૧** ગ્રીનલાંડ, ૨ ન્યુફૌંડલાંડ, ૩ વેસ્ટ ઇન્ડિસના દ્વિપો અને ૪ બર્મ્યુડાઝ.

### ૧ ગ્રીનલાંડ.

આ બેટનું બીજું નામ ડેનીશ અમેરિકા કહેવાય છે. ત્યાં સદા બરફ પથરાએલું રહેછે. કાંઠે કાંઠે વસ્તી વસેલીછે, તેઓનો મુખ્ય ખોરાક માછલાં ને રહેવાને ભોંયરાં છે. જુલાઈ માસ સિવાય સદા બરફ પડેછે. મુખ્ય શેહેર— જુલિઅનશાબ, ક્રિસ્ટિઅન શાબ, ફ્રેડ્રિકશાબ, ને અપરનાવિક છે. છેલ્લું શેહેર દુનિઆમાં સૌથી ઉત્તરે છે.

### ૨ ન્યુફૌંડલાંડ.

આ બેટ બ્રિટિશ સરકારને તાબે છે. તેમાં મુખ્ય શેહેર **સેંટજોન** અને ભૂશિર રેસ ને રે છે. આ બેટને કાંઠે જેટલાં માછલાં મળે છે, તેટલાં બીજા કોઇપણ ઠેકાણે મળતાં નથી. આંહીનાં કૂતરાં વખણાય છે.

### ૩ વેસ્ટ ઈન્ડિસના ભાગ ૪ છે.

૧ બહામા, ૨ મોટા આંટિલીસ, ૩ નાના આંટિલીસ, અને ૪ લીવર્ડ.

**૧ બહામા**—એમાં બહામા, ન્યુપ્રૉવિડન્સ, અને સાન્સાલ્વાડોર વગેરે છે. નાસૌ ન્યુપ્રોવિડન્સમાં શેહેર છે. ઇ. સ. ૧૪૯૨ના ઑકટોબરની ૧૨મી તારીખે સાન્સાલ્વાડોર બેટ કોલમ્બસને પહેલ

વહેલો દેખાશે. આ બધા દ્વિપો બ્રિટિશ સરકારને તાબે છે. **૨ મોટા આંટિલીસ**—એમાં ક્યુબા, હાઈટી અથવા સેનડોમિંગો, જેમેકા, અને પોર્ટોરિકો છે.

ક્યુબામાં **હાવાના,** પોર્ટોરિકોમાં **સાનજુવાન** શેહેરછે. તે બંને સ્પેનના કબજામાં છે. હાઇટીમાં ૧ સીદીનું સ્વતંત્ર રાજ્ય, અને ૨ સ્પેનનું સ્વતંત્ર રાજ્ય છે; પહેલાની રાજધાની **પોર્ટોપ્રિન્સમાં** અને બીજાની રાજધાની **સાનડોમિંગોમાં** છે. જેમેકા બેટ અંગ્રેજને તાબે છે. તેનું મુખ્ય શેહેર કિંગ્સ્ટન છે.

**૩ નાના આંટિલીસ** અથવા વિંદ્વર્ડ—એમાં બારબેડોસ અને ત્રિનિદાદ બેટ અંગ્રેજના તાબામાં છે. તથા માર્ટિનિક અને ગ્વાડેલુપ ફ્રેંચના કબજામાં છે.

**૪ લીવર્ડ**—એમાં આંટિગા બેટ છે. આ ટોળાના દ્વિપો અંગ્રેજ, ફ્રેંચ અને સ્પેનના કબજામાં છે.

**૪ બર્મ્યુડાઝ.**

એ ૩૦૦ દ્વિપનો સમૂહ અંગ્રેજને તાબેછે; તેમાં મુખ્ય શેહેર બ્રિજટાઉન છે.

**નીપજ**— ખાંડ, બુંદદાણા, તમાકુ, હાવાના બેટની બીડીઓ, આદુ, રૂ, ગરમ મસાલો અને રમ જાતનો દારૂ ઇત્યાદિ છે.

ઊપર લખેલા સમૂહમાં આશરે એક હજાર દ્વિપો **હશે.** તે તમામ ઘણું કરી યુરોપિઅન સત્તા નીચે છે; અને ઘણે ભાગે વસ્તી પણ યુરોપિઅન છે.

## દક્ષિણ અમેરિકા.

**હદ**—ઉત્તરે પનામાની સંયોગીભૂમી, કારિબિઅન સમુદ્ર, અને આટલાંટિક મહાસાગર. છે; પૂર્વે આટલાન્ટિક મહાસાગર; દક્ષિણે દ-

ક્ષિણ મહાસાગર; અને પશ્ચિમે પાસિફિક મહાસાગર છે.

**દેશ**—૧કોલમ્બિઆ, ૨ વેનેઝૂએલા, ૩ ઇકવાડોર, ૪ ગિઆના, ૫ બ્રાઝિલ, ૬ પેરૂ, ૭ બોલિવિઆ, ૮ ચિલિ, ૯ લાપ્લાટા, ૧૦ યુરાગ્વે, ૧૧ પારાગ્વે, અને ૧૨ પાટાગોનિઆ તથા દ્વિપો છે.

**અખાત**—દારિઅન, વેનેઝુએલા, આલસેંટ, સેંટમાટાસ, સેંટજોર્જિસ, ગ્વાયાક્વીલ, અને પનામા છે.

**બેટ**—ફાક્લાંડ, ટેરાડેલફુર્ઈગો, સ્ટેટન, વેલિંગ્ટન, ચીલો, જુઆન ફરનાન્ડીઝ, અને ગાલાપાગોસ છે.

**દ્વિપકલ્પ**—દક્ષિણઅમેરિકા, પાટાગોનિઆ, અને વાલડેઝ છે.

**સંયોગીભૂમિ**—પનામા. **સામુદ્રધુનિ**—માગેલન.

**પર્વત**—આંડિસ-તેના શિખરઃ-અંકોકાગુવા (ચિલિમાં). સોરાટા, ઈલીમાની (બોલિવિઆમાં). અને ચીંબોરોઝો છે.

**જવાળામુખી**—આંટિસાના, કોટોપાક્ષી (ઈક્વાડોરમાં), અને કોકીમ્બો (ચિલિમાં) છે.

**સરોવર**—મારાકાઈબો, ટિટિકાકા, અને પાટોસ બ્રાઝિલમાં છે.

**રણ**—પાટાગોનિઆ.

**મેદાન**—ઓરિનોકો, આમાઝોન, અને લાપ્લાટાનું છે.

**ઉચ્ચપ્રદેશ**—આંદિઝ પર્વતની તળેટીનો મુલક તથા બોલિવિઆ.

## નદી અને તે ઉપરનાં શેહેર વગેરે.

૧ **માગડાલેના**—આંડિઝ પર્વતમાંથી નીકળી કારિબિઅન સમુદ્રને મળે છે.

૨ **ઓરિનોકો**— ,, ,, ,, આટલાન્ટિક મહાસાગરને મળેછે;

૩ **આમાઝોન**— ,, ,, ,, ,,

મળેછે, આ નદી આખી દુનિઆમાં મોટામાં મોટીછે, તેના પર **ઓલીવેંકા** શેહેર છે. આ નદીને ઉત્તર તરફથી યાપુરા તથા નિગ્રો, અને દક્ષિણ તરફથી યુકાલી તથા મડીરા નામે ફાંટા મળેછે.

૪ **ટોકાન્ટિન્સ**—બ્રાઝિલના પર્વતમાંથી નીકળી આટલાન્ટિકને મળે છે; તેનાપર **પારા** છે.

૫ **સા-ફ્રાન્સિસ્કો**— ,, ,, ,, ,,
તેનાપર **પેનેડો** છે.

૬ **પારાના**— ,, ,, ,, ,,
તેનાપર **પારાના** તથા ઑનોસાઇરીઝ છે.

૭ **પારાગ્વે**— ,, ,, ,, પારાના નદીને મળેછે; તેનાપર આસેન્શન, અને સંગમપર કૉરીએન્ટીસ છે.

૮ **ઉરૂગ્વે**—બ્રાઝિલના પર્વતમાંથી નીકળી લાપ્લાટાની ખાડીને મળેછે; પારાના, પારાગ્વે અને યુરાગ્વે મળી આગળ જતાં લાપ્લાટા નદી નામ પડયું છે.

૯ **એસકિબો**, ૧૦ **સુરિનામ** એ બંને ગિઆનામાં છે, ૧૧ **નિગ્રો**, અને ૧૨ **કોલોરેડો** એ બંને લાપ્લાટામાં છે.

**બંદર**—આસ્પિન્વાલ, કાર્ટેજીના, મારાકાઇબો, કારાકાસ, જોર્જટૅાન, પારામારિબે, કાયેન, પારા, મારાન્હામ. આ જગોએ ૨૭૬ ઇંચ વરસાદ પડે છે; નાતાલ, પારાહીબા, પરનામ્બુકો, સાનસાલ્વાડોર, રીઓડીજનેરો, મોંટેવિડિઓ, બ્યુનોસએર્સ, પંટાએરિનાઝ ( માગેલન પાસે ), વાલ્ડિવિઆ, વાલ્પારૈસો, કોબીજા, આરીકા, લીમા, કાલાવ, ટ્રુકશીલો, ગ્વાયાકિવલ, અને પનામા.

**ખનીજ**—પેરૂમાં રૂપાની, બ્રાઝિલમાં સોના તથા હીરાની, અને ચિલિમાં તાંબાની ખાણો છે. તે દુનિઆમાં પ્રખ્યાત છે. તે સિવાય

મીઠું, અને કોયલા વગેરે છે.

**નીપજ**—ખાંડ, ગળી, રૂ, તમાકુ, ગુંદ, કાટ, કોપરાં, અને ખજુર વગેરે.

**રાજનીતિ**—દક્ષિણ અમેરિકામાં ગિઆના તથા બ્રાઝિલ સિવાય તમામ પ્રજાસત્તાક રાજ્ય છે. વસ્તીમાં મુખ્યત્વે સ્પેનિઅર્ડ અને પોર્ટુગિઝ લોકો છે.

## ૧ કોલમ્બિઆ.

**હદ**—ઉત્તરે કારિબિઅન સમુદ્ર; પૂર્વે વેનેઝુઈલા; દક્ષિણે ઇક્વાડોર; અને પશ્ચિમે પાસિફિક મહાસાગર છે.

**અખાત**—દારિઅન તથા પનામા. **નદી**—માગડાલેના. **પર્વત**—આંડિસ. **સંયોગીભૂમિ**—પનામા.

**શેહેર**—**બોગોટા** એ રાજધાની, **કાર્ટેજીના** એ બંદર છે. તે સિવાય પનામા તથા આસ્પિન્વાલ બંદરોથી પાસિફિક અને આટલાન્ટિક મહાસાગર વચ્ચે ઘણું થોડું અંતર છે.

**નીપજ**—સિંકોના, તમાકુ, રૂ, અને ચામડાં વગેરે.

## ૨ વેનેઝુઇલા.

**હદ**—ઉત્તરે કારિબિઅન સમુદ્ર; પૂર્વે ગીઆના; દક્ષિણે બ્રાઝિલ; અને પશ્ચિમે કોલમ્બિઆ છે. **પર્વત**—આંડિસ. **નદી**—ઓરિનોકો. **સરોવર**—મારાકાઇબો. **અખાત**—વેનેઝુઇલા. **શેહેર**—**કારાકાસ** એ રાજધાની, અને **કુમાના** એ બંદર છે; તે બંને ધરતીકંપથી નાશ પામેલાં હતાં, તે સિવાય **મારાકાઇબો** બંદર છે, **એંગોશ્ચુરા**, ઓરિનોકો ઉપર બંદર છે.

**નિપજ**—બુંદદાણા અને રૂ.

## ઇક્વાડોર.

**હદ**—ઉત્તરે કોલમ્બિઆ; પૂર્વે બ્રાઝિલ; દક્ષિણે પેરૂ; અને પશ્ચિમે પાસિફિક મહાસાગર છે. **અખાત**—ગ્વાયાક્વીલ. **બેટ.**—ગાલાપેગોસ.

**પર્વત**—આંડિસ. તેના શિખર ચિમ્બોરેઝો, કોટોપાક્સી, પિચિન્ચા, અને આંટિસાના છે. તેમાં છેલ્લાં ત્રણ શિખરો જ્વાળામુખી છે.

**શેહેર**—**કિટો** એ રાજધાની તથા ગ્વાયાક્વીલ બંદર છે. એ બંદરથી પરદેશ ખાતે નાળિએર ઘણાં ચડે છે.

**નીપજ**—નાળિએર, સિંકોના અને રબર છે.

ઉપરનાં ત્રણે પ્રજાસત્તાક રાજ્યો ઈ. સ. ૧૮૧૯ માં જોડાઈ ગયાં હતાં, પણ ઈ. સ. ૧૮૩૦ માં છૂટાં પડ્યાં છે.

## ૪ ગિઆના.

**હદ**—ઉત્તરે આટલાન્ટિક મહાસાગર; પૂર્વે ને દક્ષિણે બ્રાઝિલ; અને પશ્ચિમે વેનેઝુઇલા.

**ભાગ**—બ્રિટિશગિઆના, ડચગિઆના, અને ફ્રેંચગિઆના.

**નદી**—એસ્કીબો, સૂરીનામ, અને ડેમેરારા.

**શેહેર**— **જોર્જટાઉન** ડેમેરારા નદીપર બ્રિટિશગિઆનાની રાજધાની છે. **પારામારીબો** સૂરીનામ નદીપર ડચગિઆનાની રાજધાની છે. **કાયેન** એ એક બેટપર ફ્રેંચગિઆનાની રાજધાની છે. ત્યાંનાં મરચાં અને રાતાં મરી વખણાય છે.

આ દેશના કિનારાપર આસામના ચેરાપુંજી સિવાય બધા દેશો કરતાં વધારે વરસાદ પડે છે.

**નીપજ**—મરચાં, રાતાં મરી, વસાણાં, રમ દારૂ, ગોળ, અને ગુંદ વગેરે.

## ૫ બ્રાઝિલ.

**હદ**—ઉત્તરે વેનેઝુઇલા તથા ગિઆના; પૂર્વે આટલાન્ટિક મહાસાગર; દક્ષિણે ઉરૂગ્વે; અને પશ્ચિમે પેરૂ, બોલિવિઆ, અને ઇક્વાડોર છે.

**નદી**—આમાઝોન, ટોકાન્ટિન્સ, સાન્ફ્રાન્સિસ્કો અને પારાનાછે. યાપુરા તથા નિગ્રો ઉત્તર તરફથી, અને મુકાલી તથા મડીરા દક્ષિણ તરફથી આમાઝોન નદીને મળેછે.

**ભૂશિર**—સેન્ટરોક તથા ફ્રિઓ. **અખાત**—આલસેન્ટ.

**શેહેર**—**રિઓડીજનીરો** એ રાજધાની ને મોટું બંદર છે. **બાહીઆ** ઉર્ફે **સાન્સાલ્વાડોર** એ આલસેંટના અખાત ઉપર બંદર છે. **પેરનામ્બુકો**, **મારાન્હામ**, **નાતાલ**, **પારાહીબા**, અને **પારાના**, વગેરે બંદરો છે.

**ખનીજ**—હીરા તથા સોનું સાન્ફ્રાન્સિસ્કો નદીની આસપાસના દેશમાંથી પુષ્કળ નીકળે છે.

**નીપજ**—બુંદ, ખાંડ, રૂ, તમાકુ નાળિએર, ચોખા, ઘઉં, કાટ, અને ચામડાં વગેરે.

**હકીકત**—આ દેશ પોર્ટુગાલના કબજામાં હતો. પણ ઈ. સ. ૧૮૨૨ માં તેનાથી જૂદો પડી રાજકુટુંબમાંથી એકને રાજા ઠરાવી નોખું રાજ્ય સ્થાપ્યું.

## ૬ પેરૂ.

**હદ**—ઉત્તરે ઈક્વાડોર; પૂર્વે બ્રાઝિલ, તથા બોલિવિઆ, દક્ષિણે ચિલિ; અને પશ્ચિમે પાસિફિક મહાસાગર.

**પર્વત**—આંડિઝ. **સરોવર**—ટિટિકાકા, **ભૂશિર**—પારિના. **શેહેર**— **લીમા** એ પ્રજાસત્તાક રાજ્યની રાજધાની, **કુઝકો**, **કાલાવ**, **આરીકબીપા**, **ટ્રુકસીલો** અને **પાસ્કો** વગેરે છે.

**નીપજ**—ગુવાનો જાતની હંગાર, સૂરોખાર, આલપાકો, ઉન, પેરૂ ઝાડની છાલ ( સિંકોના ) અને તેનું સત્વ ( ક્વિનાઈન ), આ દેશની રૂપાની ખાણો પ્રસિદ્ધ છે.

**હકીકત**—આ દેશમાં આમાઝોન તથા મુકાલી નદીનાં મૂળ છે. આ દેશ ઈ. સ. ૧૫૩૫ માં પીઝારોએ જીતી લીધો. ઈ. સ. ૧૮૨૧ માં સ્પેનથી જૂદું પડી પ્રજાસત્તાક થયું.

## ૭ બોલિવિઆ.

હદ—ઉત્તરે તથા પૂર્વે બ્રાઝિલ; દક્ષિણે લાપ્લાટા; અને પશ્ચિમે પેરૂ છે.

**પર્વત**—આંડિસ અને તેનાં શિખર સોરાટા તથા ઈલીમાની છે.

**સરોવર**—ટિટિકાકા એ દરિઆની સપાટીથી તેર હજાર ફીટ ઉંચું છે.

**શેહેર**—**ચુકવીસાકા** (સુક્રે) એ રાજધાની છે. **લાપાઝ**, **પોટોસી** એ ૧૩ હજાર ફીટપર રૂપાની ખાણ માટે પ્રખ્યાત છે. એ ખાણમાંથી ત્રણસેં વર્ષમાં અઢી અબજ રૂપિયાનું રૂપું નીકળ્યું છે. **કોચાબાંબા**, **તારીજા**, અને **કોબીજા** વગેરે છે.

**નીપજ**—સિંકોના, સુરોખાર, આલપાકો, અને નાળિએરી વગેરે.

**ખનીજ**—તાંબુ અને રૂપું.

## ૮ ચિલિ.

**હદ**—ઉત્તરે બોલિવિઆ, પૂર્વે લાપ્લાટા; દક્ષિણે પાટાગોનિઆ; અને પશ્ચિમે પાસિફિક મહાસાગર છે.

**પર્વત**—આંડિસ, અને તેનું શિખર અકોંકાગુવા જ્વાળામુખી છે.

**બેટ**—ચિલો, જુઆનફર્નાન્ડીજ અને વેલીંગટન.

**શેહેર**—સાન્ટિઆગો. વાલ્પારૈસો, કોકિમ્બો, અને વાલ્ડેવિઆ.

**નીપજ**—આંહીની તાંબાની ખાણો વખણાય છે. તે સિવાય ઉન, ઓલીવ, સોડાખાર, ઘઉં અને દારૂ વગેરે છે.

આ દેશ સ્પાનિઅર્ડ લોકોએ ઇ. સ. ૧૫૪૧ માં જીતી લીધો, અને ૧૮૧૮ માં પ્રજાસત્તાક રાજ્ય બનાવ્યું.

## ૯ લાપ્લાટા.

**હદ**—ઉત્તરે બોલિવિઆ; પૂર્વે પારાગ્વે, બ્રાઝિલ, ઉરૂગ્વે, અને આટલાન્ટિક મહાસાગર; દક્ષિણે પાટાગોનિઆ; અને પશ્ચિમે ચિલી.

**અખાત**—ફાલ્સ તથા લાપ્લાટા.

**નદી**—પારાના, પારાગ્વે, અને પીલ્કોમેયો છે.

**શેહેર**—**બ્યુનોસાઇર્સ** એ રિઓડેલાપ્લાટા નદીપર છે. **પારાન**, અને **રોઝારિઓ** એ બંને પારાના નદીપર છે. **ટુકુમાન**, **કોર્ડોવા**, **સાન્ટાફી**, અને **કોરિએન્ટિસ** વગેરે છે.

**નીપજ**—ચામડાં, ચરબી અને હાડકાં વગેરે છે.

**હકીકત**—આ દેશમાં સ્પેનિઅર્ડ લોકોએ ઈ. સ. ૧૮૧૪ માં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું.

## ૧૦ પારાગ્વે.

**હદ**—ઉત્તરે બોલિવિઆ ને બ્રાઝિલ; પૂર્વે બ્રાઝિલ; દક્ષિણે તથા પશ્ચિમે લાપ્લાટા.

**નદી**—પારાના તથા પારાગ્વે છે. આ બંને નદીઓ બીજા દેશથી આ દેશને જૂદો પાડે છે.

**શેહેર**—**આસેન્સન** એ રાજધાની છે.

**નીપજ**—તમાકુ, ખાંડ, હાડકાં અને ચા વગેરે.

**હકીકત**—આ દેશમાં ઇ. સ. ૧૮૧૪ માં પ્રજાસત્તાક રાજ્ય થયું.

### ૧૧ ઉરૂગ્વે.

**હદ**—ઉત્તરે તથા પૂર્વે બ્રાઝિલ; દક્ષિણે રિઓડેલાપ્લાટા અને પશ્ચિમે લાપ્લાટા. **સરોવર**—મેરીગ.

**નદી**—ઉરૂગ્વે. આ નદીથી પશ્ચિમ હદ થઈ છે.

**શેહેર—મોન્ટેવિડિઓ** એ રિઓડેલાપ્લાટા નદી પર છે તેની દીવાદાંડી વખણાય છે. **માલ્ડોનાડો** એ બંદર છે.

**નીપજ**—ચામડાં, ચરબી, હાડકાં, ઉન, અને માંસ વગેરે.

**હકીકત**—ઇ. સ. ૧૮૨૫ માં બ્રાઝિલથી છૂટું પડી પ્રજાસત્તાક રાજ્ય થયું.

## ૧૨ પાટાગોનિઆ અને દ્વિપો.

આ દેશને ચિલિ દેશ પોતાના તાબાનો ગણેછે. દેશનો તમામ ભાગ વેરાન અને રેતાળ છે, ત્યાં જંગલી માણસોની વસ્તી છે; તેઓ માંસાહારી છે.

**બેટ**—ટેરાડેલફુઈગો, સ્ટેટન, ફાકલાંડ, દક્ષિણ જોર્જિઆ અને હરમીટ વગેરે છે.

**સામુદ્રધુની**—માગેલનની. આ જગોએ દરિઓ ઘણો તોફાની છે. માગેલન પાસે પંટાએરીનાઝ શેહેર છે.

**ભૂશિર**—કેપહોર્ન એ હરમીટ બેટમાં છે. આ જગોએ દરિઆનાં મોજાં ૬૦૦ ફીટ ઊંચાં ચડે છે.

## ૫ ઓશાનીઆ.

પાસિફિક મહાસાગર જે આખી પૃથ્વીના $\frac{1}{3}$ ભાગપર પથરાએલો છે, તેમાં આવેલા તમામ દ્વિપોને નીચે પ્રમાણે પાંચ સમૂહમાં વહેંચેલાછે.

૧ મલયેશિઆ, ૨ આસ્ટ્રેલેશિઆ, ૩ મીલનેશિઆ, ૪ માઇક્રોને-શિઆ, અને ૫ પોલિનેશિઆ છે.

## મલયેશિઆ.

આ બેટમાં મલય લોકોની વસ્તી હોવાથી મલયેશિઆ નામ આપવામાં આવ્યું છે, તેમાં નીચે મુજબ મુખ્ય સમૂહ છે.

**अ** સંડા દ્વિપો, **ब** બોર્નિઓ, **क** ફિલિપ્પાઇન, **ड** સેલિબિસ, અને **इ** મોલ્યુકાસ અથવા મસાલાના દ્વિપો.

## अ સંડા દ્વિપો.

આ સમૂહમાં સુમાત્રા તથા જાવા મુખ્ય છે.

**૧ સુમાત્રા** આ બેટ અને મલાયાના દ્વિપકલ્પની વચ્ચે મલાક્કાની સામુદ્રધુની છે. બેટના મધ્ય ભાગના લોકો માણસોનો શિકાર કરે છે. **પર્વત**—ઓફીર છે. **શેહેર—એકીન** તથા **સિઆકમાં** દેશી રાજ્ય છે; અને **પદાંગ** તથા **બેન્કુલીનમાં** ડચ લોકોનું રાજ્ય છે. આખા બેટપર ડચ લોકોની સત્તા છે. આંહીથી પરદેશ ખાતે પુષ્કળ મરી જાયછે. **બાન્કા** નામનો બેટ પણ ડચના તાબામાં છે, તે કલઈની ખાણુ માટે પ્રખ્યાતછે.

**૨ જાવા**—આ બેટને સુમાત્રાની વચ્ચે સંડાની સામુદ્રધુની છે. આ બેટમાં આશરે ૪૦ જ્વાળામુખી પર્વત છે. આ બેટ ડચ લોકોના કબજામાં છે. આંહીથી ગુંદ, ખાંડ, ચોખા, મરી અને સિંકોના પરદેશ ખાતે જાય છે.

**શેહેર—બટેવિઆ** એ રાજધાની છે. તે સિવાય **સામારંગ** સુંદર શેહેર છે.

જાવાની થડમાં બલી, સમ્બાવા, સંડલવુડ અને ફ્લૉર્સ વગેરે દ્વિપો છે.

## ब બોર્નિઓ.

આ બેટ જાવાની ઉત્તરે છે. બધા દ્વિપોમાં ત્રીજે નંબરે છે. તેમાં ખનીજ પુષ્કળ છે. **સારાવાક** એમાં જેમ્સબ્રૂક નામના અંગ્રેજની સત્તાછે. **લાબુઅન** એ બ્રિટિશ સરકારને તાબે છે. **પોન્ટીઆના** એ ડચના તાબામાં છે. **બેન્જરમાસીન** એ સુંદર શેહેરછે.

આ બેટના જંગલી લોકો ખુશાલી વખતે દુશ્મનની ખોપરીનો હાર પહેરે છે. પસંદ કરેલ કન્યા સાથે પરણવા સારૂ એક માથું ભેટ મોકલ્યા વગર પરણાતું નથી.

## क ફિલિપ્પાઇન.

આ દ્વિપ માગેલને ઈ. સ. ૧૫૨૧ માં શોધી કાઢ્યો. તે હાલ સ્પેનના તાબામાં છે. **લુઝોન** બેટમાં **માનીલા** રાજધાની છે, **મીન્ડાનાઓ, પાલવાન** અને **સુલુ** બેટનો સમુદાય છે. છેલ્લામાં મુસલમાન વસ્તી ચાંચિઆનો ધંધો કરે છે. સુલુની આસપાસ મોતી નીકળે છે.

## ड સેલિબિસ.

આ બેટ ચાર દ્વિપકલ્પ જોડાઈને થએલો છે. આંહી ડચ લોકોની સત્તા છે. આંહીથી ચોખા તથા પક્ષીના માળા ચીનખાતે પુષ્કળ જાય છે. રાજધાની **મક્કાસર**માં છે.

## इ મોલ્યુક્કાસ.

આ સમૂહમાં **જીલોલો, સીરામ,** અને **બુરો** તેમાં **આમ્બોયના** રાજધાની છે. તે સિવાય **ટરનેટ** અને **બાંડા** વગેરે છે. આ બધા દ્રિપો ડચ લોકોના કબજામાં છે. તે લોકો ઘણી સંભાળથી તેનું રક્ષણ કરે છે.

**નીપજ**—જાયફળ, જાવંત્રી, લવંગ, અને બીજો ગરમ મસાલો પરદેશ ખાતે પુષ્કળ ચડે છે.

## ૨ આસ્ટ્રેલેશિઆ.

આ સમુદાયમાં **अ** આસ્ટ્રેલિઆ, **ब** ટાસ્માનિઆ, અને **क** ન્યુઝિલાંડ છે.

## अ આસ્ટ્રેલિઆ.

**હદ**—ઉત્તરે પાસિફિક મહાસાગર તથા મલયેશિઆ; પૂર્વે પાસિફિક મહાસાગર; દક્ષિણે દક્ષિણ મહાસાગર; અને પશ્ચિમે હિંદી મહાસાગર.

**પર્વત**—આસ્ટ્રેલિઅન આલ્પ્સ. તે પર્વતની બેરિઅર અને બ્લુ એવી બે હાર છે; અને કોસ્કયુસ્કો નાગનું શિખર છે.

**નદી**—મરે અને તેની શાખા ડાર્લિંગ છે. **સરોવર**—ટોરેન્સ.

**ખનીજ**—સોનું એ વિક્ટોરિઆ પ્રાંતમાંથી ઇ. સ. ૧૮૫૧ થી નીકળવા લાગ્યું; રૂપું દક્ષિણ આસ્ટ્રેલિઆમાંથી નીકળે છે; તે સિવાય તાંબુ અને કોયલા ઘણી જગોએ નીકળે છે.

**અખાત**—કાર્પેન્ટારિઆ, આસ્ટ્રિઅન બાઈટ, શાર્ક, અને બોટાની બે.

ભૂ**શિર**—કેપયૉર્ક, લંડન્ડરી, વાયવ્ય, મેલ્વીલ અને સેન્ડી છે.

**સામુદ્રધુની**—તારેસ અને બાસ છે.

**ભાગ**—૧ ક્વિન્સલાંડ, ૨ ન્યુસૌથવેલ્સ, ૩ વિક્ટોરિઆ, ૪ દક્ષિણ આસ્ટ્રેલિઆ, અને ૫ પશ્ચિમ આસ્ટ્રેલિઆ.

૧ **ક્વિન્સલાંડ**—એમાં **બ્રિસ્બેન** એ રાજધાની તે નામની નદીપર છે.

૨ **ન્યુસૌથવેલ્સ**—એમાં **સિડની** એ રાજધાની તથા **પારા-માટા** એ જેકસનના બારામાં બંદર છે.

૩ **વિક્ટોરિઆ**—એમાં **મેલ્બોર્ન** એ રાજધાની ફિલિપના બારામાં છે. **ગીલોંગ** તથા **બાલારાટ** એ સોનાની ખાણો માટે પ્રખ્યાત છે.

૪ **દક્ષિણઆસ્ટ્રેલિઆ**—એમાં **આડેલેડ** એ રાજધાની સેં-ટવિન્સેંટના અખાતપર છે. ઉત્તરમાં **ડારવિન** બંદર છે. દક્ષિણમાં **બુરાબુરાની**ની તાંબાની ખાણો પ્રખ્યાત છે.

૫ **પશ્ચિમ આસ્ટ્રેલિઆ**—એમાં **પર્થ**—એ રાજધાની સ્વા-ન નદીપર છે.

**નીપજ**—ઉન, તેલ, ચરબી, ચામડાં, રૂ, ઘઉં, ઘેટાં અને ઘો-ડા વગેરે.

**હકીકત**—આ બેટ અત્યંત મોટો હોવાથી તેને ખંડ પણ ક-હે છે. તેને ડચ લોકોએ ઈ. સ. ૧૬૦૭ માં શોધી કાઢ્યો. તેથી-તેને ન્યુહોલાંડ પણ કહેવામાં આવે છે. આ દ્વિપની અંદરનો ઘણો ભાગ અજાણ્યો છે. અંદરના ભાગમાં મોટાં રેતીનાં રણ અને સૂકા ખારા પાણીનાં સરોવર છે. કાંઠે કાંઠે બ્રિટન લોકો આવી હમેશનાં વતની તરીકે વસ્યા છે. ત્યાં બ્રિટિશ ગવરનર લોકોએ પસંદ કરેલા સ્વતંત્ર મેમ્બરો સાથે મળી રાજ્ય ચલાવે છે.

### ૨ ટાસ્માનિઆ (વાન્ડિમેન્સલાંડ).

આ દ્વિપને બાસની સામુદ્રધુની આસ્ટ્રેલિઆથી જૂદો પાડે છે. પહેલાં ગુન્હેગારોને આ બેટમાં કાળાપાણીએ મોકલતા. પણ હાલ બ્રિટન લોકો હમેશના વતની તરીકે વસ્યા છે. વાન્ડિમેન અને ઈ. સ. ૧૬૪૧ માં ટાસમન નામના માણસે આ દ્વિપ શોધી કાઢ્યો.

માટે આ દ્વિપને તે માણસોના નામથી ઓળખવામાં આવે છે. આ દ્વિપનો જૂદો ગવરનર નીમાય છે. મુખ્ય રાજધાનીનું શેહેર **હોબ-ર્ટટૌન** અને **લોન્સેસ્ટન** બીજું શેહેર છે. **નોર્ફોક** આ દ્વિપના ઉંચાં પાઇનિ જાતનાં ઝાડ વખણાય છે.

### क ન્યુઝીલાંડ.

આ સમૂહ કુકની સામુદ્રધુનીથી જૂદા પડેલા બે દ્વિપથી બનેલ છે. ત્યાં થોડા જ્વાળામુખી પર્વતો છે; વળી ત્યાં ધરતીકંપ પણ થાય છે. ત્યાંના વતની માઓરી જાતના બીજા બેટના વતની કરતાં ઉત્ત-મ સ્થિતિમાં છે.

**શેહેર**—વેલીંગટન, નેલ્સન, ઑકલાંડ અને ડયુનેડીન છે. આ દ્વિપ ઈ. સ. ૧૬૪૨ માં ટાસ્મને શોધી કાઢ્યો. પણ સંપૂર્ણ શોધ ઈ. સ. ૧૭૭૦ માં કેપટન કુકે કર્યો, તેથી કુકની સામુદ્રધુની તથા કુક પર્વતથી તેનું નામ અમર રહ્યું છે. દક્ષિણમાં સ્ટુઅર્ટ દ્વિપ છે. ત્યાં ખ્રીસ્તિ ધર્મ ચાલે છે. રાજ્ય ચલાવવા માટે ત્યાં બ્રિટિશ સર-કારનો ગવરનર રહેછે.

**નીપજ**—સોનું, ઉન, અને કીમતી શણ વગેરે.

### ૩ મીલનેશિઆ.

આ દ્વિપના સમુદાયના વતની કાળા રંગના (મીલસ) હોવાથી ઉપરનું નામ આપેલું છે. તેમાંના સમૂહ નીચે પ્રમાણે છે. **अ ન્યુ-ગીની અથવા પાપુઆ**–તેનાપર વલંદા લોકો દાવો કરે છે. ત્યાંથી પરદેશ ખાતે પીછાં, તેજાનો, છીપ અને લાકડાં ચડે છે. તેમાં **ઓવેન્સ્ટાન્લી** તથા **હરકયુલીસ** નામે પર્વત છે. છેલ્લો પર્વત હિમાલય પર્વતના એવરેસ્ટ શિખરથી વધારે ઊંચો જણાએલોછે.

**व ન્યુહેબ્રિડિઝ**—એ વલંદાને; **क ન્યુકાલેડોનિઆ** એ ફ્રૅંચને તાબે; **ड ન્યુઐર્લાંડ** તથા **इ ન્યુબ્રિટન** એ બંને જર્મનીને તાબે; **फ ફિજી** એ અંગ્રેજના તાબે; અને **ग સોલોમન** વગેરેછે.

## ૪ માઇક્રોનેશિઆ.

માઇક્રોસ=નાના એટલે નાના નાના દ્વિપોના સમૂહ વગેરે.

**સમૂહ**—૧ **ઓનીન** એ જાપાનની દક્ષિણે; ૨ **લાડ્રોન કે મેરીઆન** એફિલિપ્પાઇનની દક્ષિણે; ૩ **કેરોલાઇન** એ ન્યુગિનીની ઉત્તરે ૪ **માર્શલ** એ કેરોલાઈનની પૂર્વમાં; અને ૬ **સાન્ડવીચ** એનો હાવાઈ બેટ માઈક્રોનેશિઆમાં મોટો છે. આ બેટ ઇ. સ. ૧૭૭૮ માં કુકે શોધી કાઢ્યો; પાછળથી હાવાઇ બેટમાં તે મરણ પામ્યો. મુખ્ય શેહેર (ઓહાહુ બેટમાં) **હોનોલુલુ** છે. આંહીનો દેશી રાજા ખ્રીસ્તિ ધર્મમાં છે. એ જર્મનીની સત્તા નીચે છે. તેમાં **મુવનાકી** પર્વત છે; અને **મુવનાલો** જ્વાળામુખી પર્વત છે.

## ૫ પોલિનેશિઆ.

આ સમુદાયના ઘણા ખરા દ્વિપો પરવાળા તથા જ્વાળામુખીથી દરિઆની સપાટી ઉપર આવેલા છે. વસ્તી વાળા બેટોમાં પાદરીઓ જઈને ઘણો સુધારો કરે છે. તેના **સમૂહ ૧ ફ્રેંડલી, ૨ સામો** કે **વહાણવટી**, ૩ **કુક**, ૪ **સોસાઈટી**, ૫ **આસ્ટ્રૂલ**, ૬ **લોઆર્કિપેલેગો**, ૭ **માર્કિવસાસ**, અને ૮ **ઇસ્ટર** દ્વિપો.

આ દ્વિપોની હવા સારી છે. લોકો પાદરીઓના સહવાસથી સુધરવા લાગ્યા છે. સોસાઇટી દ્વિપમાં ટાહિટિનો બેટ અતિ રસાળ ને સુંદર છે.

## દક્ષિણ મહાસાગરમાં આવેલા દ્વિપો.

**સાઉથ વિક્ટોરિઆ** આ બેટ ઈ. સ. ૧૮૪૧ માં સર જેમ્સરોસે શોધી કાઢ્યો, તેમાં **એરીબસ** જ્વાળામુખી પર્વત છે. માણસની વસ્તી નથી. સદા બરફ તથા નવીન જાતનાં પક્ષી અને માછલાં જોવામાં આવે છે. ૨ **સૌથપોલ,** ૩ **ગ્રેહમ્સલેંડ,** ૪ **સૌથશેટલાંડ,** અને ૫ **સૌથજોર્જિઅન** વગેરે નવા દ્વિપો માલમ પડતા જાય છે.

## વિશેષ હકિકત.

**ખંડ**—એશિઆ ખંડ બધા ખંડ કરતાં મોટો છે; અને યુરોપ ખંડ નાનો છે. એશિઆ ખંડમાં વસ્તી સૌથી વધારે અને દક્ષિણ અમેરિકામાં સૌથી થોડી છે. યુરોપખંડમાં વસ્તી ઘાડી છે. યુરોપખંડ બધા ખંડ કરતાં દરિઆકાંઠામાં, સુધારામાં, હુન્નરમાં અને વેપારમાં ચડીઆતો છે. આફ્રિકા ખંડ એ બધામાં સૌથી ઉતરતો છે.

**મહાસાગર**—પાસિફિક મહાસાગર બધા કરતાં મોટો, ઘણા દ્વિપવાળો છે; ઉત્તર મહાસાગર બંને બાબતમાં સૌથી ઉતરતો છે; અને આટલાન્ટિક મહાસાગર બધા કરતાં ઉંડો છે.

**દ્વિપકલ્પ**—અરબસ્તાન સૌથી મોટો. મલાયા સૌથી લાંબો, અને ઈટાલી સૌથી પૈસાદાર છે. જટલાંડ અને યુકાટાન સિવાય તમામ દ્વિપકલ્પની અણી દક્ષિણ તરફ ગયેલી છે.

**દ્વિપોની** ક્ષેત્રફળ પ્રમાણે અનુક્રમણિકા. ૧ આસ્ટ્રેલિઆ, ૨ ગ્રીનલાંડ, ૩ બોર્નિઓ, ૪ ન્યુગિની, ૫ માડાગાસ્કર, ૬ સુમાત્રા, ૭ નિફોન, ૮ ગ્રેટબ્રિટન, ૯ સેલિબિસ, ૧૦ જાવા, ૧૧ સીલોન વગેરે.

**પર્વત**—હિમાલય બધા પર્વતો કરતાં ઉંચો અને આંડિસ લાંબો છે. ન્યુગિનિમાં આવેલ હરક્યુલિસ અને હિમાલયનું એવરેસ્ટ

શિખર સૌથી ઉંચાં છે, કોટોપાક્ષી સૌથી વધારે ભયાનક જ્વાળામુખી છે.

**નદીઓ**—આમાઝોન મોટામાં મોટી અને મિસિસિપિ (મિસૌરી સાથે) લાંબામાં લાંબી છે. તેની નંબરવાર અનુક્રમણિકા. ૧ મિસિસિપિમિસૌરી, ૨ આમાઝોન, ૩ નાઈલ, ૪ યાંગ્સેકયાંગ, ૫ ચેનિસી, ૬ હોઆંગહો, ૭ ઓબી, ૮ લેના, ૯ નાઈજર, ૧૦ લાપ્લાટા, ૧૧ આમુર, ૧૨ વોલ્ગા, ૧૩ સેંટલારેન્સ, ૧૪ મેકેન્ઝી, ૧૫ નેલ્સન, ૧૬ સિંધુ, ૧૭ બ્રહ્મપુત્રા અને ૧૮ મેકયાંગ વગેરે છે.

**સરોવર**—ખારા પાણીમાં કાસ્પિઅન અને મીઠા પાણીમાં સુપિરિઅર સૌથી મોટાં છે; દરિઆની સપાટીથી નીચામાં નીચું ડેડસી અને ઉંચામાં ઉંચાં માન, ટ્રૈચિનોર, રાવણહ્રદ, પાલ્ટી અને ટિટિકાકા સરોવર છે.

**દેશ**—દરિઆની સપાટીથી ઉંચામાં ઉંચો ટિબેટ અને નીચામાં નીચો હોલાંડ છે.

## ક્ષેત્રફળ પ્રમાણે મોટા રાજયોના નંબર.

૧ બ્રિટિશ રાજ્ય, ૨ રૂશિઆ, ૩ ચીનાઇ રાજય, ૪ સ્વતંત્ર સંસ્થાન. ૫ બ્રાઝિલ, ૬ તુર્કિ રાજ્ય, ૭ ફ્રાન્સ, ૮ મેક્સિકો, ૯ પોર્તુગિઝનું રાજય, ૧૦ હોલાંડનું રાજય અને ૧૧ ઇરાન વગેરે.

## વસ્તીમાં મોટા રાજયોના નંબર.

૧ ચીનાઈ રાજય, ૨ બ્રિટિશ રાજ્ય, ૩ રૂશિઆ, ૪ ફ્રાન્સ, સ્વતંત્ર સંસ્થાન, ૬ જર્મની, ૭ આસ્ટ્રિઆ, ૮ જાપાન, ૯ તુર્કિરાજ્ય, ૧૦ હોલાંડ, ૧૧ ઈટાલિ અને ૧૨ સ્પેન વગેરે.

## વસ્તીના ઘાડાપણાથી પડેલા નંબર.

૧ બેલજ્યમ, ૨ ઇટાલિ, ૩ જાપાન, ૪ જર્મની, ૫ આસ્ટ્રિઆ,

૬ રોમાનિઆ, ૭ ચીન, ૮ સ્પેન, ૯ ફ્રાન્સ, ૧૦ હોલાંડ, ૧૧ બ્રિટિશ રાજ્ય અને ૧૨ સિઆમ વગેરે.

## યુરોપી બળવાન રાજ્યોના નંબર.

૧ બ્રિટિશ રાજ્ય, ૨ જર્મની, ૩ રૂશિઆ, ૪ ફ્રાન્સ, ૫ આસ્ટ્રિઆ અને ૬ ઈટાલિ.

## વસ્તીના પ્રમાણમાં શેહેરોનો નંબર.

લંડન, પારીસ, બર્લિન, ન્યુયૉર્ક, વિએના, ટોકિઓ, સેંટપિટર્સબર્ગ, કૉન્સ્ટાન્ટિનોપલ, મુંબઈ, પેકીન, માડ્રીડ, આમ્સ્ટર્ડામ, રોમ. રીઓડીજનેરો વગેરે છે. **સૌથી** મોટું–લંડન; **સૌથી** સુંદર-પારીસ; **સૌથી** **પૈસાદાર**–ન્યુયૉર્ક.

## પેદાશવાર દેશો—ખનીજ.

**લોઢું**— બ્રિટન અને સ્વિડનમાં વિશેષ નીકળે છે.

**સીસું**—સ્પેન, બ્રિટન અને સ્વતંત્ર સંસ્થાનમાં.

**કલઈ**—ઇગ્લાંડ, સ્પેન, બાન્કા, મલાયા અને આસ્ટ્રેલિઆ.

**તાંબુ**—સ્પેન, ચિલિ, રૂશિઆ, આસ્ટ્રેલિઆ, દક્ષિણ આફ્રિકા અને બ્રિટન.

**રૂપું**—મેકિસકો, આંડિસની તળેટીના દેશોમાં અને નેવેડામાં.

**સોનું**—આસ્ટ્રેલિઆ, કાલિફોર્નિઆ, રૂશિઆ, ન્યુઝિલાંડ, અને બ્રાઝિલ.

**પારો**—સ્પેન, આસ્ટ્રિઆ, જર્મની અને ઇટાલીમાં.

**કોયલા**—સ્વતંત્ર સંસ્થાન, બ્રિટન, ચીન, અને બેલજ્યમ.

**કેરોસીન**—સ્વતંત્ર સંસ્થાન, બાકુ, બ્રહ્મદેશ અને તાર્તરી.

**ગંધક**—ઈટાલી. **સિંધવ**–પોલાંડ.

**હીરા**—હિંદુસ્તાન, બ્રાઝિલ અને દક્ષિણ આફ્રિકા.

## વનસ્પતિથી થતી નીપજ.

**ચોખા**—ચીન, હિંદીચીન, હિંદુસ્તાન, દક્ષિણ સ્વતંત્ર સંસ્થાન અને બીજા ગરમ અને ભેજવાળા દેશોમાં જથાબંધ થાય છે.

**બાજરી**—ગરમ અને સૂકા દેશોમાં થાય છે.

**મકાઇ**—સ્વતંત્ર સંસ્થાન, મેક્સિકો, મધ્ય અમેરિકા અને હિંદુસ્તાન.

**ઘઉં**—રૂશિઆ, સ્વતંત્ર સંસ્થાન, બ્રિટન, હિંદુસ્તાન અને ઈજીપ્ત.

**જવ**—ઘઊંવાળા દેશોમાં થાયછે.

**કંદમૂળ**—પશ્ચિમ આફ્રિકા અને વેસ્ટ ઈન્ડિસના દ્વિપોમાં.

**શેરડી**—ચીન, સ્વતંત્ર સંસ્થાન, બ્રાઝિલ, હિંદુસ્તાન, વેસ્ટ ઈન્ડિસ, અને મોરિશિઅસના બેટમાં.

**ખાંડ**—ફ્રાન્સ, બેલજ્યમ, જર્મની, મોરિશિઅસ, હિંદુસ્તાન, સ્વતંત્ર સંસ્થાન, ચીન અને વેસ્ટ ઇન્ડિસના દ્વિપોમાં થાય છે.

**ચા**—ચીન, જાપાન, હિંદુસ્તાન અને લંકા.

**બુંદદાણા**—બ્રાઝિલ, જાવા, લંકા, હિંદુસ્તાન અને અરબસ્તાન.

**ગરમ મસાલો**—મલયેશિઆ, લંકા, હિંદુસ્તાન અને વેસ્ટ ઈન્ડિસમાં.

**તમાકુ**—મધ્ય અમેરિકા, તુર્કિ, હિંદુસ્તાન અને ફિલિપ્પાઈન.

**અફીણ**—હિંદુસ્તાન, તુર્કસ્તાન, ઇરાન અને ચીન.

**દારૂ**—સ્પેન, પોર્ટુગાલ, ફ્રાન્સ, જર્મની, ઇટાલી, સ્વતંત્રસંસ્થાન, બ્રિટન અને ઇરાન.

**તાડી**—ઉષ્ણ કટિબંધવાળા દેશોમાં પાણીવાળી જગોએ પુષ્કળ થાય છે.

**રૂ**— સ્વતંત્ર સંસ્થાન, ચીન, હિંદુસ્તાન, બ્રાઝિલ અને ઈજીપ્ત.

**શણ**— રૂશિઆ, પ્રુશિઆ, બેલજ્યમ અને હોલાંડ.

**ગળી**—હિંદુસ્તાન અને મધ્ય અમેરિકા.

**તેલનાં બીઆં**—હિંદુસ્તાન, રૂશિઆ અને જર્મની.

**કાટ**—કેનેડા, સ્વતંત્ર સંસ્થાન, રૂશિઆ, સ્કાન્ડિનેવિઆ અને બ્રહ્મદેશ.

## પ્રાણીથી થતી નીપજ.

**ઉન**—આસ્ટ્રેલિઆ, જર્મની, સ્પેન અને દક્ષિણ આફ્રિકા.

**રેશમ**—ચીન, ઈટાલી, ફ્રાન્સ, હિંદુસ્તાન અને તુર્કસ્તાન.

**ચામડાં**—હિંદુસ્તાન, સ્વતંત્ર સંસ્થાન, દક્ષિણ અમેરિકા અને રૂશિઆ.

**ચરબી**—સ્વતંત્ર સંસ્થાન, આસ્ટ્રેલિઆ, દક્ષિણ અમેરિકા અને રૂશિઆ.

**મોતી**—લંકા, ઇરાની અખાત, દક્ષિણ અમેરિકા અને સુલુ-દ્વિપમાં.

**શાહમૃગનાં પીછાં**—આફ્રિકા, અરબસ્તાન અને ન્યુગીની.

**હાથીદાંત**—આફ્રિકા અને લંકા. **કસ્તુરી**-ટિબેટ.

**વાદળી**—તુર્કસ્તાન અને પાસિફિક મહાસાગરના ઘણા દ્વિપોમાં-થી મળી આવે છે. **પરવાળાં**-પાસિફિક મહાસાગરના દ્વિપોમાંથી મળી આવે છે.

## ખંડવાર વસ્તી વગેરેનો કોઠો.

| ખંડનાં નામ. | વસ્તી. કેટલા ક્રોડ | પૃથ્વીની વસ્તીનો કેટલામો ભાગ. | ક્ષેત્રફળ કેટલા લાખચો.મૈ. | એક ચોરસ મૈલે કેટલા માણસ. |
|---|---|---|---|---|
| એશિઆ | ૭૩ | ૧/૨ | ૧૫૦ | ૪૫ |

| | | | | |
|---|---|---|---|---|
| યુરોપ | ૩૩ | ૧/૫ | ૪૦ | ૮૨ |
| આફ્રિકા | ૨૦ | ૧/૭ | ૧૨૦ | ૧૮ |
| અમેરિકા | ૧૦ | ૧/૧૪ | ૧૬૦ | ૬ |
| ઓશાનિઆ | ૪ | ૧/૩૫ | ૪૦ | ૧૦ |

**ધર્મવાર વસ્તી**

**ખ્રીસ્તિ— ૪૪ ક્રોડ**
**બૌદ્ધ— ૩૫ ,,**
**હિંદુ— ૧૯ ,,**
**મુસલમાન-૧૮ ,,**
**પરચુરણ— ૨૪ ,,**
**જ્યુ— ૭ લાખ**

માહાસાગરનું ક્ષેત્રફળ.

**પાસિફિક-- ૭૨૦લાખચો. મૈલ**
**આટલાન્ટિક ૩૫૦ ,,**
**હિંદી— ૨૫૦ ,, ,,**
**ઉત્તર— ૫૦ ,, ,,**
**દક્ષિણ— ૮૦ ,, ,,**

**આખી દુનિઆમાં અંગ્રેજ સરકારના તાબાનો મુલક.**

**એશિઆમાં**—બ્રિટિશ હિંદુસ્તાન, બ્રહ્મદેશ, લંકા, આન્ડેમાન, નીકોબાર, લક્ષદ્વિપ, માલદ્વિપ, પ્રિન્સ ઓફ વેલ્સ, મલાકા, વેલ્સ્લી, સીંગાપોર, હોંગકોંગ, લેબુઅન, એડન, પીરમ, સોકોટ્રા, અને સૈપ્રસ વગેરે.

**યુરોપમાં**—ગ્રેટબ્રિટન, આયર્લાંડ અને એ બંનેની આસપાસના બેટો, જીબ્રૉલ્ટર, માલ્ટા, ગોઝો, કોમીનો, અને હોલીગોલાંડ વગેરે.

**આફ્રિકામાં**—સેનિગામ્બિઆનો કેટલેક ભાગ, સીએરાલીઓન, કેપકોલોની, કાફ્રારિઆનો થોડો ભાગ, નેટલ, આસેન્સન બેટ, સેન્ટહેલીના બેટ, મોરીસીઅસ અને સૈચલ વગેરે.

**અમેરિકામાં**—કાનેડા ઈલાકો તથા તેને લગતા બેટો, ન્યુફૌંડલાંડ, આન્ટિકોસ્ટી, પ્રિન્સએડવર્ડ, કેવબ્રિટન, જામેકા, ત્રિનિદાદ, હાન્ડુરાસ, બ્રિટિશગિઆના, ફાકલાંડ, વીંડવર્ડ, લીવર્ડ અને બાહમા વગેરે.

**ઓશાનિઆમાં**—આસ્ટ્રેલિઆ, ટાસ્માનિઆ, ન્યુઝીલાંડ, ન્યુ-

ગિનીનો ભાગ, ફીજી અને દક્ષિણ મહાસાગરમાં નવા શોધી કાઢેલા બેટ વગેરે.

### મુંબઇથી ઇંગ્લાંડ જવાના પાંચ રસ્તા.

મુંબઈથી આગબોટમાં બેશીને આરબી સમુદ્રમાં થઈ એડન બંદરે જાય, ત્યાંથી બાબલમાંડેબની સામુદ્રધુની અને લાલ સમુદ્રમાં થઈ સ્વેઝની નેહેર ઓળંગી અલેકઝાંડ્રિઆ બંદરે જાય, ત્યાંથી ચાર રસ્તે ઇંગ્લાંડ જવાય છે.

(૧) **બ્રિન્ડિસીનો રસ્તો**—આલેકઝાંડ્રિઆ બંદરથી ભૂમધ્ય સમુદ્રમાં થઈ બ્રિન્ડિસી બંદરે ઉતરી રેલ્વે મારફતે ઈટાલી, સ્વિતઝર્લાંડ અને ફ્રાન્સમાં થઇ કયાલે બંદરે ઉતરે, પછી ત્યાંથી આગબોટમાં બેસી ડોવર યા લંડન ઉતરે. આ રસ્તે જતાં ૧૬ દિવસ લાગેછે.

(૨) **વેનીસનો રસ્તો**—અલેકઝાંડ્રિઆ બંદરથી ભૂમધ્ય સમુદ્ર તથા વેનીસના અખાતમાં થઇ વેનીસ બંદરે ઉતરી રેલ્વે મારફતે ઈટાલી, સ્વિતઝર્લાંડ, જર્મની અને બેલજ્યમમાં થઈ ઓસ્ટેંડ બંદરેથી આગબોટમાં બેસી ડોવર અથવા લંડન ઉતરે. આ રસ્તે ૧૯ દિવસ લાગે છે.

(૩) **માર્સેલ્સનો રસ્તો**—અલેકઝાંડ્રિઆ બંદરેથી ભૂમધ્ય સમુદ્રના માલ્ટા બેટ આગળ થઈ માર્સેલ્સ બંદરેથી રેલ્વે મારફતે ફ્રાન્સમાં થઇ પારીસ યા કયાલે બંદરેથી આગબોટ મારફતે ડોવર અથવા લંડન ઉતરે. આ રસ્તે ૨૧ દિવસ લાગે છે.

(૪) **જીબ્રૉલ્ટરનો રસ્તો**—અલેકઝાંડ્રિઆ બંદરેથી ભૂમધ્ય સમુદ્રના માલ્ટા બેટ આગળ થઈ જીબ્રૉલ્ટરની સામુદ્રધુની ઓળંગી આટલાન્ટિક મહાસાગરમાં થઇ પોર્ટુગાલના કાંઠે ચાલી બિસ્કેના ઉપસાગર અને ઇંગ્લિશ ચેનલમાં થઇ સાૈથામ્પટન બંદરે ઉતરે. આ રસ્તે ૨૬ દિવસ લાગે છે.

(૫) **કેપ ઓફ ગુડ હોપનો રસ્તો**—મુંબઇથી હિંદીમહાસાગરમાં થઈ કેપ ઓફ ગુડહોપ થઇ આટલાન્ટિક મહાસાગરમાં આફ્રિકા, પોર્તુગાલ અને ફ્રાન્સના પશ્ચિમ કાંઠે થઇ સોથામ્પટન બંદરે ઉતરે. આ રસ્તે ત્રણ માસ લાગેછે.

---

**દુનિઆમાં મોટો ધોધ**—નાઈગ્રાનો છે. **મોટી ખીણ**—મિસિસિપિની છે, કે જેનો વિસ્તાર ૫૦૦૦૦૦૦ ચોરસ મૈલનો છે, તથા જે દુનિઆમાં અતિશે ફળવંત છે. લોકો માટે ફરવા હરવાનો બાગ ફિલાડેલ્ફિઆ ખાતે છે, જે સૌથી મોટો છે; એનો વિસ્તાર ૨૭૦૦ એકર છે. દુનિઆમાં સૌથી મોટું અનાજનું બંદર ચીકાગોનું છે. દુનિઆમાં સૌથી લાંબો રેલ્વે પાસિફિક રેલરોડ છે, કે જેની લંબાઇ ૩૦૦૦ મૈલથી વધારે છે. દુનિઆમાં યુનાની કામનો સૌથી સરસ નમુનો ફિલાડેલ્ફિઆ ખાતેની માબાપ વગરના બચ્ચાં માટે બાંધેલી જીરાલ્ડ કોલેજ છે. સૌથી સરસ કોયલાની મોટી ખાણો પેન્સિલવેનિઆમાં છે, કે જેમાંથી લાખો ટન કોયલો દરવર્ષે નીકળવા છતાં તે અખૂટ માલમ પડે છે. આ સઘળું અમેરિકા ખંડમાં છે.

**બેવડાંનામો**—મૃત્યુ સરોવર=ડેડસી. ગોબી=સામો. ગંગા=ભાગીરથી. બ્રહ્મપુત્રા=સાંપુ. આમુરનદી=સઘેલિઅન. યડો=જેડો=ટોકિઓ. ઈરાકઅરબી=ખાલ્ડીઆ. અલેપો=હલબ. બાબીલન=હીલ્લા. ઉર્ગા=કુરેન. કારાકોરમ=હોલીમ. કેમ્બોડીઆનદી=મેકયાંગ. આમુ=ઓક્ષસ=જીહુન. સિહુન=સિરદર્યા. સ્કૉટલેન્ડ=કેલેડોનિઆ. જર્મન સમુદ્ર=ઉત્તર સમુદ્ર. સ્પેન અને પોર્તુગાલનો દ્વિપકલ્પ=આઈબીરીઅન દ્વિપકલ્પ. માલીન્સ=મેક્લીન. મ્યુસનદી=માસનદી. નોર્વે અને સ્વીડનનો દ્વિપકલ્પ=સ્કાન્ડિનેવિઅન દ્વિપકલ્પ. હોલાંડ=નેધર્લેન્ડ. ન્યુગીની=પાપુઆ. ગ્રીનલેન્ડ=ડેનિશ અમેરિકા. કર્ટક=એનીકેસ બેસ્લલ=બાસલી=બાલ. બ્રુ-

ડા=એફ્રિન. ડાર્ડેનલ્સ=હેલેસ્પોન્ટ. ઈસ્તમ્બુલ=બાસફરસ. કાન્સ્ટાન્ટિનોપલ=ઈસ્તમ્બુલ. લીપાંટોનો અખાત=કોરિંથનો અખાત. ઈજીપ્ત=મિસર. સુદાન=સીદીદેશ. આબિસિનિઆ=હબશી દેશ. નૈજર=જોલીબા=ક્વારા. કાંગો=જેર. શાદા=બનુવે. ઝાંઝીબાર=જંગબાર. અમેરિકા=કોલમ્બીઆ. બ્રિટિશ અમેરિકા=કેનેડા. યુનૈટેડસ્ટેટ્સ=સ્વતંત્રસંસ્થાન. હાઈટી=સાન્ડોમિંગો. અલેકઝાંદ્રિઆ=સિકંદ્રિઆ. પોર્ટસૈયદ=સૈયદ બંદર. કૈરો=કાયરો. નાતાલ=દર્બાન. બાહીઆ=સાનસાલ્વાડોર. રીસૈફ=પેરનામ્બુકો. ચુક્વીસાકા=સુક્રે. આસ્ટ્રેલિઆ=ન્યુહોલાંડ. તાસ્માનિયા=વાન્ડીમેન્સલેન્ડ. લાડ્રોન=મેરીઆન. પેલુ=કારોલૈન. સામો=વહાણવટીના દ્વિપો.

